# શૂરવીર છેલજરાર.

અને

## સતી મુમનાની

### રસીક વાર્તા.

---

સંશોધન કરી છપાવી પ્રસિદ્ધકર્તા.

**બુકસેલર મંગળદાસ જોઈતારામ શાહ.**

ચીચીરોડ—અમદાવાદ.

---

પ્રત ૪૦૦૦ આવૃતિ ૫ મી

સને-૧૯૨[illegible] સંવત ૧૯૮૪

---



અમદાવાદ માનકોરના ખાડે મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામે છાપી.

કિમ્મત ૦-૧૨-૦

### મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન–વેદવ્યાસ પ્રણિત

# કલ્કિ ચરિત્ર.

### [illegible] પછી થનારાં શ્રીવિષ્ણુ ભગવાનના દશમા અવતારનું સંપૂર્ણ ચરિત્ર.

મૂળ સંસ્કૃત શ્લોક ને નીચે સરળ ગુજરાતી અનુવાદ ફુટનોટ માં ખટશાસ્ત્ર અને અઢાર પુરાણોનું દોહન કરી આપેલી અગત્યની ટીકા આપેલી છે. શ્રી કલ્કિચરિત્ર ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનાર છે. કલ્કિચરીત્ર વાર્તા અને નાટકની પેઠે રહસ્યમય છે. કલ્કિચરીત્ર ઇતીહાસ, ભૂગોળ અને મનુષ્યચરિત્રના આદર્શરૂપ છે. કલ્કિચરિત્ર ભવિષ્યના ઇતિહાસની રૂષિગણકથિત આશ્ચર્યમયી ભવિષ્ય વાણી છે. કલ્કિચરિત્ર પઠન કરવાથી રૂષિમંડળની બુદ્ધિશકિતના ભવિષ્યના દેખાવના આશ્ચર્યથી પણ આશ્ચર્ય. અસંભવથી પણ અસંભવ સત્ય સમાચાર જાણવામાં આવે છે. કલ્કિચરિત્રના વાંચનથી સનાતન આર્યધર્મના પ્રાચીન ઇતિહાસ પ્રત્યક્ષ થાય છે તે ઉપરાંત વળી વેદજ્ઞ બ્રાહ્મણોથી લઈ કલિયુગ સુધીના બ્રાહ્મણોની સમસ્ત જાતિયોની અને સમસ્ત આશ્રમોની કયાંસુધી અવનતિ થઇ તે સ્પષ્ટ જાણી શકાય છે. કલ્કિચરિત્ર યથાર્થ સનાતન હિંદુ ધર્મ શું છે એ શિખવે છે.

પ્રત્યેક કથા કરનાર વ્યાસજીઓ, સન્યાસીઓ, ધર્મ પ્રચારકો તેમજ સનાતન હિંદુ ધર્માવલંબીઓ અને ધર્મ જીજ્ઞાસુ મુમુક્ષુજનોને તેની એક પ્રત ખાસ ખરીદવાની આવશ્યકતા છે, પાકું પુંઠું ગ્લેઝ કાગળ કિંમત રૂ. ૩ા પોસ્ટેજ માફ. મળવાનું ઠેકાણું—

**મંગળદાસ જોઇતારામ બુકસેલર.**

રીચીરોડ—અમદાવાદ.

# શૂરવીર છેલ જરાર

અને

# સતી મુમનાની

## રસીક વારતા.



અવીચળ ગઢમાં અગમારીચી નામે રાજા રાજ્ય કરતો હતો, તેના તાબામાં ચૌદ પટાવત (ખંડીયા રાજા) હતા, તેમાં ચાર પટાવતના તાબામાં વીસ વીસ ગામ હતાં, અને બાકીના પટાવતોના તાબામાં ચાલીસ ચાલીસ ગામ હતાં ચૌદ પટાવતોનું લશ્કર વીસ હજાર અને પોતાનું પંદર હજાર એકંદર પાત્રીસ હજાર લશ્કર કાયમ બેઠા પગાર ખાતું હતું. રાજ્યનું તમામ ખરચ કાઢતાં એક લાખ રૂપીઆ ત્રીજોરીમાં જમા થતા હતા અવીચળ ગઢને ચૌદ દરવાજા દરેક દરવાજે ધર્મશાળા અને એકેક કુવો અને તલાવ બંધાવેલા હતા. અઢારે વર્ણની વસતીથી ભરપુર ચોરાશી ચૌટા સોના, ચાંદી, હીરા માણેક કરીઆણાના મોટા મોટા વહેપારીઓ હમેશાં લાખો રૂપીઆની ઉથલપાથલ કરતા હતા. અવીચળગઢથી ત્રણ કોસ દુર બગીચો એવો સરસ બનાવ્યો હતો કે જેમાં દાડમ જમરૂખ, દ્રાક્ષ, સીતાફળ વગેરેનાં ઝાડ ગુલાબ, ચંપો, જાઇ જુઇ વીગેરે સુગંધીદાર ફુલોથી ભરચક દેખાવ તેમજ સુંદર બેઠકો ઉપર બે ઘડી બેસવાથી

એવી લહેજત આપે છે કે ત્યાંથી ઉઠવાનું મન ન થાય. રાજા અંગમારીથી ઇંદ્રભુવન જેવું સુખ ભોગવતો હતો, પણ પોતાની વૃદ્ધ ઉમ્મર થવા આવી છતાં પરમાત્માએ પુત્ર આપ્યો નહોતો.

### કવાલી

રાજ્ય વૈભવ સુનાં લાગે પુત્રના વીના;
પુત્રથી દીપે છે માનવુષણુ સર્વના. રાજ્ય.
ક્ષણભંગુર દેહ છે ભરૂસો કંઇ નથી;
કાલ શું થનાર છે તે ના શકું નથી. રાજ્ય.
પ્રાણી માત્ર અલ્પાયુષી આ વાતમાં;
ચેન ના પડે હવે આ ફાની જગતમાં. રાજ્ય.
હે પ્રભુ દયા કરી સંતાન આપજે;
પુર્વ જન્મ કેરાં પાપ સર્વ કાપજે. રાજ્ય.

ફકત આટલીજ ઉદાસીનતા રાજાના હૃદયપર રહેતી તે ઉદાસીનતા ટાળનાર પોતાને બે ભાણેજ હતા, તેમાં એકનું નામ છેલજરાર જે આપણી વાતનો નાયક અને બીજાનું નામ ઠેબો. આ બન્ને ભાણેજ પોતાની દેખરેખ નીચે ઉછરેલા તેથી છેલજરારનામાં શુરવીર અને બાહોશીપણું જોવાથી સેનાધિપતીની પદવી આપી અને ઘણોખરો રાજ્યકારભાર તેનેજ સોંપ્યો અને નાના ભાણેજને પોતાની હજુરમાં રાખ્યો.

છેલજરાર દરરોજ દરબાર ભરવાના વખતે સોળસે સામંતો (હાલમાં અંગરક્ષક કહે છે) સહીત દરબાર હમેશાં દરબારમાં આવતા. મામાને રાજ્યના નીયમ પ્રમાણે ત્રણ સલામ ભરી પોતાની બેઠકે બેસતા. માળી હમેશાં ફુલની છાબ ભરી અનુક્રમે ફુલની છડીઓ આપતો માળીએ છેલજરારના હાથમાં ફુલની છડી આપી તેવીજ

છેલજરારે ભોંય પર નાંખી તે ઉપર પગ મુકી કચરી નાખી. આવી રીતે છેલજરાર હમેશાં કરતા હતા પણ આજે ફુલને કચરતાં મામાના જોવામાં આવ્યું એટલે છેલજરારને પુછ્યું. સેનાધિપતી તમે આ શું કર્યું ?

છેલજરાર—મહારાજા ખરા ક્ષત્રિયને છાજતું મેં કર્યું છે.

અગમારીચી રાજા—શું અમે ક્ષત્રી નથી ?

છેલજરાર—આપને બે અદબી લાગ્યું હોય તો માફ કરશો પણ માળી જે ફુલ આપે છે તે ફુલ ખરા ક્ષત્રીને સુંઘવા લાયક નથી. તો રાજ્ય મુગટને લાયક ક્યાંથી હોય ? કારણ કે બત્રીસ પાંખડીનું ફુલ હોય તેજ ખરા ક્ષત્રિને સુંઘવા અને મુગટમાં રાખવા લાયક છે.

અગમારીચી રાજા—શું આ બત્રીસ પાંખડીનું ફુલ નથી ?

છેલજરાર—માળીને પુછ્વાથી ખાત્રી થશે.

માળી—ગરીબપરવર સેનાધિપતી કહે છે તે બરોબર છે કારણ કે ફુલને બત્રીસ પાંખડી થાય છે પણ આપણા બગીચામાં કોઇ જાન-વર રાતે આવે છે તે ફુલની પાંખડીઓ ચરી જાય છે અને બીજું ઘણું નુકસાન કરે છે; હું ઘણી તપાસ રાખું છું પણ ખબર પડતી નથી કે ક્યાંથી આવે છે અને ક્યાં જાય છે.

અગમારીચી—સેનાધિપતિ આજે આ બગીચાની દેખ રેખ તમારે રાખવી, જે જનાવર આવે તે જીવતું પકડો અગર મારી નાંખો.

છેલજરાર—જેવી મહારાજાની આજ્ઞા.

છેલજરાર દરબારમાંથી ઉઠી પોતાને મહેલે આવી શુરવીરમાં શુરવીર પાંચસો ઘોડેસ્વાર સાથે લઇ બગીચા ફરતો ઘેરો ઘાલી ઉભા રહ્યા, એક ચકલું સરખું પણ અંદર પેસી શકે નહી તેવી રીતે પ્હેરો ભરે છે, બરોબર રાતના દશ વાગ્યા એટલે એટલામાં ફુંફાટા મારતો નાગ આવ્યો એકદમ ઘોડેસ્વારોને કુદી બગીચામાં પડયો, છેલજરારે

નજરે જોયો અને પાંચસો ઘોડેસ્વાર ઉપર ગુસ્સે થઇ બોલ્યો, હજી તમને ઉંઘ આવતી હોય બાયડી છોકરાં યાદ આવતાં હોય તેમને સુખેથી ચાલ્યા જવું, આ મ્રગ ઘણોજ હુંશિઆર અને બાહોશ છે, માટે બગીચામાંથી ચારો ચરી મ્રગ જે ઘોડેસ્વારને કુદી અગર નીચે થઇને જશે તેનેજ મ્રગ પકડવો અગર મારવો તેને માથે આવી પડશે.

આ હકીકત મ્રગે સાંભળી અને ચારો ચરવા માંડયો, બરોબર ચારો ચરી તલાવમાંથી પાણી પીધું પછી વિચાર કર્યો કે આજે જીવતા પહોંચીએ તેમ લાગતુ નથી માટે મરવું તો શુરવીરના હાથે એમ ધારી જ્યાં .છેલજરાર ઘોડેસ્વાર થઇ ઉભો છે તેજ ઘોડા નીચે થઇને નીકળ્યો, છેલજરારે બરછીનો ઘા કર્યો તે નિષ્ફળ ગયો છેલજરારે તમામ ઘોડેસ્વારોને કહ્યું તમે સર્વે પાછા જાવ અને મામાને કહેજો કે ભાણેજ મ્રગને મારીને આવશે, આગળ મ્રગ અને પાછળ છેલ-જરાર; મ્રગ છેલજરારની નજર ચુકાવતો ચાલ્યો જાય છે. આ મ્રગ એવો ચાલાક છે કે છેલજરારને ઘડીભર શ્વાસ લેવા દેતો નથી ઘડીકમાં કોસનું અંતર પડી જાય, ઘડીકમાં લગોલગ આવી જાય છે, આવી રીતે બન્ને એક બીજાની હરીફાઇમાં એકી શ્વાસે ચાલ્યા જાય છે.

હંમેશના આવવાના ટાઇમ પ્રમાણે મ્રગ નહી આવવાથી મ્રગલી પોતાના સ્વામીની ખબર કાઢવા સામી આવી તેવામાં મ્રગ શ્વાસોશ્વાસ લેતો સામો મળ્યો અને પાછળ ઘોડેશ્વાર જોઇ મ્રગલી બોલી—

દુહો

સાંભળ સ્વામી માંહરાં, તું કેમ ડરે છે આવારજો;
સોળ વરસનો એ કુમારડો તે કેમ કરશે તારા કાળજો.
મ્રગ—હે સ્ત્રી મતી તારી પાનીયે, એ શુરવીર ક્ષત્રી કુમારજો;
શિકારે ચઢયો પાછો નહી ફરે, નક્કી એ છે મારો કાળજો.

મારૂં મોત એના હાથથી, પણ તું કેમ આવી મરવા કાજજો
જીવતી જાને તારી મધુલીમાં, નહીતર રઝળશે નાના બાળજો
મૃગલી—શુરવીર થઇને કાયર કેમ થયા, શું મારે એ કુમારજો,
પાંગોઠે પકડી નાંખીયે પૃથ્વીપર આપણે આણીયે તેનો કાળજો
મૃગ—શુરવીર કુમાર રાજા તણો, વળી કઠણ હૃદય એનુંજો,
શીકારે ચઢયો પાછો નહી ફરે, સ્ત્રી જાને તારે તું કામજો.

છેલજરારની નજરે મૃગલી પડી એટલે પોતે ખુશી થયો પણ પાછો વિચાર કર્યો કે શીકાર કરતાં બન્ને હાથથી ગયાં તો મામાને મોં બતાવવું મુશ્કેલ પડશે આવા વિચારથી ઘોડાને પુરપાટ મુકી દીધો.

મૃગ મૃગલીને આગળ કરીને એવા જોસથી દોડવા માંડયું કે છેલજરારને અઢી કોસનો અંતર પડી ગયો એટલે મૃગે મૃગલીને કહ્યું તું ઉભી રહે હું તળાવમાં પાણી પીને આપણે બે કોટ કુદી જાઇએ. ખરો ક્ષત્રિ બચ્ચો હશે તો તારી ઉપર ઘા કરશે નહી. અને મને પાણીની તરસ બહુ લાગી છે.

મૃગલી—સ્વામીનાથ બેફીકરથી પાણી પીઓ હું અહીં ઉભીછું.

મૃગ એકદમ તલાવડીમાં પડી પાણી પીવા માંડયું. છેલજરારે વીચાર કર્યો કોઇ નગરનો કીલ્લો દેખાય છે ને તે બન્ને કીલ્લામાં ભરાઈ પેઠા તો શીકાર જતો રહેશે એમ ધારી દીશા સાધી એવા જોરથી તીર ફેંકયું કે મૃગલો વાંકો વળી પાણી પીતો હતો તેનેજ વાગ્યું. મૃગ પાણીમાં પડી મરણ પામ્યો એટલે મૃગલીએ પોતાના સ્વામીને મરણ પામેલો જોઈ છેલજરારને શ્રાપ આપ્યો.

મારા પતીને મારીને મારા વિયોગનું લીધું પાપજો,
પરણશે મામો તારી સ્ત્રીને એવો દઉ છું તુજને શ્રાપજો

આ પ્રમાણે મૃગલી શ્રાપ આપી અને તે પોતાને રહેઠાણે આવી બચ્ચાંને ગોદમાં લઇ બેઠી આંખમાં આસું ટપકતાં હતા.

મૃગને મારનાર છેલજરારને આખી રાતનો ઉજાગરો અને ત્રીસ કોશની મજલ થવાથી તેજ તલાવની કીનારે આવી ઘોડા ઉપરથી ઉતરી ઘોડાને વડની લટકતી મુળીઓ બાંધી તેને પાસે ઘોડાની ગાદી નાંખી નીરાંતે સુતો.

## કીલ્લેગઢમા દાંડી પીટાવી,

રાજા સુર્યસીંહને બે કુવરીઓ હતી મોટીનું નામ કસ્તુરબા અને નાનીનું નામ મુમના હતું અને એક કુંવર છે એનુ નામ રણજીતસીહ પાડેલું છે પોતે વૃદ્ધ અવસ્થામાં અને એકનો એક કુંવર લાડપાડમાં ઉછરતો હોવાથી તેણે મૃગનું જોડું પાળ્યું હતું તે જોડું એક દેવતાઇ હતું કે જે મૃગ હંમેશા કીલ્લેગઢથી અવીચળગઢને ત્રીસ કોસનું અંતર હતું ત્યાં હમેશાં ચારો ચરવા આવતો તે મૃગને આજે કિલ્લેગઢની પાદરમાં મારી સુર્યસીંહનો ગુનેગાર બની છેલજરાર નીર્ભયપણે તલાવની પાળે શાન્તિમય નિંદ્રામાં છે.

કુમાર રણજીતસીંહ મૃગની મચુલી આગળ મૃગ સાથે રમવા આવ્યો પણ મૃગને નહી દેખવાથી સોધ કરાવી પણ પત્તો લાગ્યો નહી જમવાનો ટાઇમ થયો રાજાએ કુંવરને જમવા માટે બોલાવ્યો ત્યારે કુંવરે કહ્યું, મૃગનો પત્તો લાગશે ત્યારે હું જમીશ કુંવરનું બોલવુ સાંભળી તરત રાજાએ કિલ્લેગઢમાં દાંડી પીટાવી " આજે કુવરનો પાળેલો મૃગ નાશી ગયેલો છે તેને શોધી લાવશે અગર બાતમી આપશે તેને રાજ તરફથી ઇનામ આપવામાં આવશે "

દાંડી સાંભળી ઇનામ લેવાની લાલચે મૃગને સોધવા ઘણા માણુસો નીકળી પડયા એક માણુસ ફરતો ફરતો તળાવ ઉપર આવ્યો તો મૃગને તલાવમાં પાણી ઉપર મરેલો તરે છે અને એક ઘોડેસ્વારને સુતેલો જોયો એટલે તેણે મનથી વીચાર કર્યો કે આ માણુસે મૃગને

તળાવમાં કૈં કેલો છે એમ ધારી એકદમ દરબારગઢમાં આવી રાજાને ખબર આપી, તરત રાજાએ માણસો મોકલ્યાં અને કહ્યું પહેલાં મૃગની તપાસ કરવી મુવેલો હોય તો સુતેલા માણસને મુશકેટાટ બાંધી પકડી લાવો. આવો રાજાનો હુકમ સાંભળી બસો સીપાઈઓ હથીઆર સહીત તલાવની પાળે આવી મૃગની તપાસ કરી તો મૃગ મરેલો એવી ખાત્રી કરીને તુરત સુતેલા માણુસને ઘેરી લીધો. સુતેલા માણુસનું કલેવર અને તેનું સ્વરૂપ જોઈને કોઈની હીંમત તેને ઉઠાડવાની કે નજીક જવાની ચાલી નહી પણ ઘોડો આ માણસોને જોઈ પોતાના ધણીને જગાડવા ખોંખારા અને પગ પછાડવા માંડયા. એટલે છેલજરાર એકદમ જાગી ઉઠયા અને જોયું તો હથીઆરબંધ સીપાઈયો સામા ઉભેલા જોઈ છેલજરારે કહ્યું અરે ભાઈયો તમારાં બૈરાં છોકરાંને રઝળતાં મુકવા શા માટે આવ્યા છો !

જમાદાર—તમે અમારા રાજાના ગુનેહગાર છો માટે તેમની હજુરમાં લઈ જવા માટે.

છેલજરાર—તમારા રાજાનો ગુનેગાર છું પણ તમારો ગુનેગાર નથી માટે તમે પાછા જઈ તમારા રાજાને મોકલો.

જમાદાર—શું અમે એવા નાલાયક છીએ. તે તમારા એકથી ડરી પાછા જઈશું !

છેલજરાર—ના તમે બહાદુર છો. માટે થઈ જાઓ તૈયાર, છેલજરાર તરત એક હાથમાં ઢાલ અને બીજા હાથમાં તમંચો ઝાલી ઉભા થયા કે તરત સીપાઈયો પાછા પગલે નાસવા લાગ્યા. પાંચ મીનીટમાં તો એક પણ સીપાઈ છેલજરાર સામો દેખાતો નથી. છેલજરાર નીર્ભયપણે હથીઆર ભોંય મેલી તલાવમાં જઈ હાથપગ મોં ધોઈ બીછાના ઉપર આવી રૂમાલથી મોં લુવે છે એવામાં રાજા સુર્યસિંહ ચઢી સ્વારીએ આવી છેલજરારને ઘેરી એકદમ ક્રોધથી છેલજરારને પુછ્યું તમે કોણ છો ?

છેલજરાર—અવીચળગઢના રાજા મૃઘમારીચીનો ભાણેજ છેલજરાર

સુર્યસીંહ—અમારા પાળેલા મૃગને તમે શા માટે માર્યો ?

છેલજરાર-( મૃગ સામે હાથ કરી ) આ તમારો હોય તો તે મારો ચોર હતો.

સુર્યસીંહ—કેવી રીતે ?

છેલજરાર અમારા બગીચામાં હમેશાં રાતે આવી ચારો ચરી જતો હતો. તે આજે પકડાયો. માટે મેં માર્યો.

સુર્યસીંહ—તેની શી ખાત્રી ?

છેલજરાર—ચમારને બોલાવી તેનું પેટ ચીરાવીને જુવો તાજા ફુલના ગોટા નીકળશે. અને તે પ્રમાણે ન નીકળે તો હું તમારો ગુનેગાર તમને યોગ્ય લાગે તેવી શીક્ષા ફરમાવો. ખમવા તૈયાર છું.

સુર્યસીંહે તરત ચમારને બોલાવી મૃગનું પેટ ચીરાવ્યું તો છેલજરારના કહેવા પ્રમાણે ફુલના ગોટે ગોટા નીકળ્યા. સુર્યસીંહે આશ્ચર્ય ચકિત થઇ હૃદય સાથે વિચાર કર્યો. કુંવર ઘણોજ હુંશિયાર અને ચાલાક છે વળી મૃગમારીચી કે જેના તાબામાં ચઉદ પટાવત છે તેનો ભાણેજ સેનાધિપતી અને ઘણી ખરી રાજની લગામ પણ તેના હાથમાં છે માટે સમજાવી મહેમાન તરીકે રાખી મોટી કુંવરી કસ્તુરબાને પરણાવી દેવી. આવો વીચાર ધારી છેલજરારને કહ્યું, તમે તલાવની પાળે મુકામ કરી બારોબાર જાઓ અને તમારા મામાને કહો કે હું કીલ્લેગઢ જઈ આવ્યો પણ ત્યાં રાજાએ આગતા સ્વાગતા કરી નહીં માટે અમારા મહેમાન બની અમારી સાથે ચાલો.

છેલજરાર—મારાથી ઝાઝા દીવસ રહેવાશે નહી.

સુર્યસીંહ—તમે ખુશીથી જેટલા દીવસ રહેશો તેટલાજ દીવસ રાખીશું.

છેલજરાર ઘોડા ઉપર સ્વાર થઇ સુર્યસિંહ સાથે દરબારગઢમાં

આવ્યો સુર્યસિંહે અલાયદો ઉતારો આપ્યો. પોતાના દીવાન અને રાણીની સલાહ લઇ જોસીને બોલાવી લગ્ન મહુંત જોવરાવ્યું તો વૈશાખ સુદ ૩ ( અખાત્રીજ ) ના સુભ દીવસે મોટી ધામધુમથી છેલજરાર સાથે કસ્તુરબાના લગ્ન કર્યાં. સુર્યસીંહે એકાંન્ત મહેલ આપ્યો તેમાં છેલજરારે મોજમજાહ અને સુખવિલાસમાં ત્રણ માસ કાઢ્યા. એક દિવસ પોતાની માતુશ્રી અને મામા યાદ આવવાથી કસ્તુરબાને કહે છે. હે પ્રીયા ? તમારા પીતાશ્રીને કહી કાલે અવીચળગઢ જવાની તઇયારી કરો.

કસ્તુરાં—સ્વામીનાથ આમ એકાએક તૈયાર !

છેલજરાર—તે તમારે પુછવાની જરૂર નથી, તમે નહી આવો તો કાલે હું અહિંઆ રહેવાનો નથી. માટે તમારા પિતાશ્રીને ખબર આપો

કસ્તુરાં--તેના માતા પિતા પાસે આવી કહેવા લાગી મારા સ્વામીનાથ કહે છે કે કાલે અવીચળ ગઢ જવાનું છે માટે આવવાની તૈયારી કરો.

સુર્યસીંહ—ભલે દીકરી મારાથી તેમની મરજી વિરૂદ્ધ રખાય તેમ નથી.

સુર્યસીંહ રાજાએ રાજ્ય રીવાજ પ્રમાણે તમામ સામગ્રી આપી, અને કસ્તુરાંની તહેનાતમાં ભીખી નામની દાસીને મોકલી,
રાણી દાસીને કહે છે—

સાંભળ દાસી ભીખલી યાદ રાખજે મારી વાત જો;
કદી ચુકે દીકરી માહારી, સમજાવી લાવે એનું મનજો.

દીકરીને કહે છે—

સાંભળ દીકરી માહરી, ડાહી થાજે દીલ માંયજો;
લજાવીશ નહી તારી માતને, રાખજે બાપનો ભારજો.
પ્રભુ કૃપા તુજ ઉપરે, સ્વામી મળ્યો શુરવીરજો.
ચતુરાઇ કરજે ચાર ગણી, રાખજે ભીખલી પાસજો,

દાસી—નીમક ખાધું માજી આપનું, ભુલ નહી આવે લગારજો
ચીંતા તમે હવે પરહરો, રહીશ કસ્તુર પાસજો;

આ પ્રમાણે જમાઇ અને પુત્રીને શીખામણ આપી વીદાય કર્યો. અવીચળગઢની પાદરમાં આવી છેલજરારે મામાને ખબર આપી, મામાએ મોટી ધામધુમથી સામૈયું કર્યું, છેલજરારે દરેકને યોગ્યતા પ્રમાણે સરપાવ આપ્યો.

## ચીંતામા મુમના.

ઝરૂખામાં ઉદાસી ચ્હેરે બેઠી છે એવામાં સામેથી એક બારોટ ઘોડી પર સ્વાર થઈ ધસમસ્યો આવે છે તેને જોઇને દાસીને કહ્યું જા પેલા બારોટને બોલાવી લાવ. મેઢીએથી દાસી એકદમ નીચે આવી. ઘોડીની લગામ ઝાલી ઉભો રાખ્યો.

બારોટ--અરે બાઇ તું ખસી જા ઘોડી ભડકશે તો તને વાગશે.

દાસી—તમને મારી બાઇ બોલાવે છે.

બારોટ ગભરાયો અને બોલ્યો, તમારી બાઇને કહો કે બારોટ બંધાણી છે અમલ ઉતરી ગયું તેથી ભાન રહ્યું નહી માટે માફ કરો. તરત ઘોડી ઉપરથી ઉતરી લગામ ઝાલી.

દાસી—મને એટલોજ હુકમ છે. ઘોડી ઉપર બેસી જે સ્વાર આવે છે તેને બોલાવી લાવો.

બારોટ—ભલે બાઈ ચાલ જેમ થવાનું હશે તેમ થશે.

આગળ દાસી પાછળ બારોટ બન્ને મહેલ આગળ ગયા. દાસીએ ઘોડીને બાંધી, મેઢી ઉપર ચઢયા કુંવરીએ બેસવાનું આસન બતાવ્યું બારોટ બેઠા.

કુંવરી—બારોટજી કાંઇ હુશીયાર અને પરાક્રમી રાજકુંવરનું વર્ણન કરો.

બારોટ—બહેન હાલમાં તો મોટી બહેન કસ્તુરાં આપી તે

છેલજરાર જેવો બાહોશ, અકલવાન અને શુરવીર. રાજકુંવર બીજો મારા જોવામાં નથી, પ્રથમ બાપુએ ભુલ કરી છે છેલજરાર આપના લાયક હતા.

મુંમના—બારોટજી આપનું કહેવું સત્ય છે. તે વખતે નગરજનો પણ વાતો કરતા હતા. દાસી લે આ બે સોના મ્હોર બારોટજીને આપ. દાસીએ સોના મ્હોર આપી કે તરત બારોટજી વીદાય થયા.

મુમના બારોટના ગયા પછી અનેક જાતના તરંગો પોતાના હૃદય સાથે કરવા લાગી, આખરે એકજ નિશ્ચયપર આવીને કાગળ લખવા બેઠી અને દાસીને જોસીને બોલાવવા મોકલી.

અવીચળ ગઢ રળીયામણુ, તેમાં વસે છેલજરારજો,
ફીલ્લેગઢથી લખીતંગ દાસી મુમના નારજો.
મન વચન કાયાથી પરણુવા, ઇચ્છા થઇ મુજ મનજો,
માટે પધારી હસ્ત ગ્રહણુ કરો, નહીતો થાશે દેહની ઘાતજો
જળ વીના માછલી ત્રફડે, તેમ ત્રફડું હું આયજો
આઠ દીવસમાં નહી આવો તો, જીવતી બળી મરૂં અગ્ની માંયજો.
છેવટે લખું સ્વામી આપને, નહી આવો પરણુવા નાથજો
તમ શીરે બ્રહ્મહત્યા ગૌહત્યા, વળી સ્ત્રી હત્યાનું પાપજો.

લી. દાસી-મુમના

મુમનાં કાગળ લખી રહી ને દાસી જોશીને તેડીને આવી.
મુમના-જોશી તમે ભલે પધાર્યા, સાંભળો મારી વાતજો
કાગળ લઇ જલદી જાઓ તમે, અવીચળગઢની માયજો
છેલજરારને પત્ર આપીને, મારાં લગ્ન નક્કી કરી આવજો;
દીકર જોડી વીનતી કરૂં તમને, શુભ કામ કરી વ્હેલા પધારજો
સો સોના મ્હોરો આપું વાટ ખર્ચીની પછી આપીશ આ હારજો.
પત્ર પહોંચે છેલજરારને, જાય નહીં બીજાના હાથજો.

જોશી મહારાજ મેં તમને ફક્ત આ વાટ ખર્ચી આપી છે પણ શુભ કામ કરી આવસો ત્યારે ઇનામમાં આ નવલખો હાર આપીશ,

જોશી—બ્હેન પરમાત્માની કૃપાથી શુભ કામ કરીને આવીશ હું રજા માગુ છું.

મુમના—પધારો જોશીબાવા.

જોશી બીજે દીવસે પરભાતે ખભે ઝોળી ભરાવી અનીચળગઢને રસ્તે રવાના થયા.

## પિતાનો આશીર્વાદ

આજે મુમના માતાના એકાંતવાસમાં પોતાની વાત જાણવા માટે જઇને માતા સનમુખ ઉદાસી ચ્હેરે બેઠી એટલે તેની માતાએ પુછ્યું.

દીકરી દેખાય તું ઉદાસમાં, ને શરીર સુકાયું ત્હારૂં જો,
માતા કહેવાય મનની વાતડી. ચેતાવું તારો તાતજો;
મુમના—હું માજી ઉદાસમાં, ઉમર લાયક થઈ તમ બાળ જો;
વેવીશાળ હજી તમે નવ કરો: એ છે દુખની વાત જો.
મુમનાની માતા-સાચું કહ્યું તેં દીકરી, અમે કરીએરાતદીવસ વીચારજો;
રાજકુંવર જોયા ઘણા, તુજ લાયક નથી ભરથાર જો.
મુમના--શું અજબ થયો, અપની પરે, મુજ લાયક ન જડે ભરથાર જો;
જોતાં જોતાં મળી આવશે, મેળવનાર કીરતાર જો.

રાજા એક બાજુ ઉપર ઉભો રહી મા દીકરીની વાર્તા સાંભળીને કહ્યું.

દીકરી ચીંતા નવ કરીએ, તમ માથે અમ બેઠાં જો;
રાત્રે નીંદ્રા નથી આવતી, શોધતા તમ ભરથાર જો.
મુમના—માતા પિતા ક્ષમા આપજો, વણ પુછે કર્યું એક કામ જો;
જોશી સાથે પત્ર મોકલ્યો, અનીચળ ગઢની માંય જો;
છેલજરાર પરણવા આવશે, દીવસ આઠમાં આંય જો.

લગ્ન સામગ્રી તૈયાર કરાવો, બેઠર જોઠી કહે તમ બાળ જો;
ધન્ય ધન્ય પુત્રી મુમના, તેં સારૂં કીધું કામ જો,
બંને બહેનો એક રાજમાં, ભરથાર છેલજરાર જો,

હે મુમના તેં અક્કલ સારી દોડાવી છેલજરાર જેવો પરાક્રમી રાજકુંવર બીજો કંઇ જોવામાં આવતો નથી માટે તમે બંને બહેનો સુખી થાવો મારો આશીર્વાદ છે.

મશ્કરાની મશ્કરીમાં.

## કસ્તુરાંનું કાવતરૂં પહેલું.

જોશી મહારાજ મુમનાનો કાગળ લઇ અવીચળગઢમાં છેલજરારના મહેલે આવી પહોંચ્યા, સીપાઇએ રોક્યા. જોશીએ કહ્યું કે કીલેગઢથી કસ્તુરબાના પીયરથી આવ્યો છું બીબીએ સાદ સાંભળી બહાર આવીને જોશીને બોલાવ્યા જોશી મહેલમાં ગયા કસ્તુરાએ માતાપીતાના સમાચાર પુછ્યા અને આવવાનું કારણ પુછ્યું.

જોશી—છેલજરારને કાગળ આપવાનો છે.

કસ્તુરાં ફેલખોરા અને ફીતુરી લોકો વધી ગયા છે તેમને પકડી બંદોબસ્ત કરવા ગયા છે.

જોશી—ક્યારે આવશે !

કસ્તુરા–એ નક્કી કહી શકાય નહી પણ રાતે તો નક્કી આવવા જોઇએ.

દાસી–જોશીબાવાને રસોઇની સામગરી આપી જોશીએ ઝોળી ખીંટીએ ભરાવી સ્નાન પાઠ પુજા કરી કંસાર અને શાક બનાવી જમ્યા. પછી અવીચળગઢમાં ફરવા નીકળ્યા. તંબોળીની દુકાન આગળ ચાર પાંચ નવરા બેઠેલા તે ગામગપાટા મારતા હતા ત્યાં જોશી મહારાજે આવી તંબોળી પાસે ખાવાની તમાકુ માગી જોશી પરદેશી છે એમ ધારી એક જણે પુછ્યું મહારાજ ક્યાં રહેવું ?

જોશી–કીલ્લેગઢમાં રહેવુ અને અહિં સેનાધીપતી છેલજરારના ત્યાં આવ્યો છું.

બીજો જણ–ભલે તમે હેમખેમ રહ્યા છો.

જોશી–તમે એમ કેમ બોલો છો ?

ત્રીજો જણ–અમારા રાજા અને સેનાધીપતીને તકરાર થઇ છે માટે સેનાધીપતી રીસાઇ ચાલ્યા ગયા છે અને રાજાએ એવો હુકમ બહાર પાડયો છે કે પરદેશી અગર ગામનો કોઇ માણસ તેને મહેલે જશે તેને પકડી અંધારી કોટડીમાં પુરી દેવામાં આવશે.

જોશી–મેં ત્યાં આગળ રસોઇ બનાવી જમીને ફરવા નીકળ્યો છુ

ચોથો જણ–તમારાં બાયડી છોકરાને પુણ્યે બચી ગયા લાગો છો હવે પાંછા ત્યાં જશો ત્યારે ખબર પડશે.

પાંચમો જણ–મહારાજ તમે અહીથી જાઓ તમારી સાથે વાત કરતાં રાજ્યના માણસના જાણવામાં આવે તો અમે સપડાઇ જઇએ વળી તમે રાજાના દુશ્મનને ત્યાં આવ્યા છો ! અમારે તમારી પાસેથી પાંચ દોકડા લેવા છે ખોટુ કહીએ તમારી ધ્યાન પહોચે તેમ કરો અમારી પાસેથી મહેરબાની કરી ચાલ્યા જાઓ.

જોશી ગભરાયા પગ પાણીપાણી થયા ચાલવાની શકિત પણ રહી નહી એક ખાલી ઓટલા ઉપર બેસી વીચાર કરવા માંડયો કસ્તુરાનું બોલવું ચોકસ નહોતુ વળી આ લોકો જુઠું શા માટે બોલે માટે અહીથી બે કોસ જઇને રાત રહેવુ આવો વિચાર કરી મહારાજે અવીચળગઢ છોડયું.

રાતના નવ વાગ્યા જોશી આવ્યા નહીં એટલે કસ્તુરાએ જોશીની ઝોળી ફેંદાવી તો મહીંથી કાગળ નીકળ્યો કસ્તુરાંએ વાંચ્યો અને બોલી ઉઠી શું ! નાની બહેન શોકય થવા આવે છે. શું જગતમાં બીજો ધણી ન મલ્યો તે આ ધણીને પસંદ કર્યો. શું આ કામમાં [illegible]

સંભારી આપે કદી નહી. અને છાનો કાગળ લખ્યો જણાય છે પણ હું ખરી કે એને સાઠ વરસનો બુઢો પરણાવું. મુમનાના નામનો બનાવટી કાગળ લખી દાસીને કહ્યું લે આ કાગળ મામાજીને આપીને કહેવું કે મારી બાઇએ કહાવ્યું છે. મુમનાએ આઠ દીવસમાં તમારી સાથે પરણવાનું નેમ લીધું છે માટે જલદીથી તઇયારીઓ કરી ત્યાં પહોંચવું જોઇએ નહીતો તે આપઘાત કરસે તો સ્ત્રી હત્યા લાગશે.

ભીખી—આ કાગળ આપવા હું નહી જાઉ.

રાણી કસ્તુરા—કારણ.

ભીખી—હજુ તમારા બાપનું અનાજ મારા પેટમાં છે. શું મુમના સાઠ વરસના બુઢાને અપાવવા હું સામેલ થાઉ ઉંટની કોટે બકરૂ કદી શોભે આવું અઘટીત કામ મારા હાથે થાય ?

રાણી કસ્તુરા—હું તમને મ્હોટું ઇનામ આપીશ.

ભીખી—મારે ઈનામ ન જોઇએ પરમાત્મા પેટ પુરતું ખાવા આપશે એમાંજ આનંદ માનીશ.

રાણી કસ્તુરાં—મારૂં કામ નહી કરે તો રજા આવીશ.

ભીખી—રજા આપો તો મોટી મહેરબાની મજુરી કરી પેટ ભરીસ અને પેટ નહીં ભરાય તો આપઘાત કરીશ પણ અઘટીત કામ કદી નહીં કરૂં.

કસ્તુરાંએ જાણ્યું દાસી આ કામ કરશે નહી અને સ્વામીનાથ આવશે ત્યારે તમામ વાત કહી દેશે તેજ વખતે મોત અગર દેશવટો બેમાંથી એક થશે માટે આ વાત ઉડાવી દાસી ઉપર પ્રેમ બતાવવો. આવા વીચારથી દાસીને કહ્યું. ધન્ય છે દાસી તને ધન્ય છે ! મેં જાણ્યું ઇનામની લાલચે અગર મર્ણના ભયથી ડરીને કામ કરવા હા પાડીશ પણ તારા જેવી નીમકહલાલ દાસી મને મળવી મુશ્કેલ છે

માટે કદી તને મારી પાસેથી કાઢીશ નહી શું ? હું મ્હારી બ્હેનનું બુરૂ ચાહુ ખરી. લે આ કાગળ ફાડી નાખું છું. દાસીના દેખતાં કાગળ ફાડી નાંખ્યો. વળી દાસીને કહ્યું બ્હેન આપણે બાળપણમાં સાથે બેસીને જમ્યાં છીએ માટે આજે આપણે સાથે બેસીને જમીએ, એમ કહી બન્ને જમ્યાં.

કસ્તુરાં—સાંભળ દાસી ભીખલી. તું મારી નાની બેન જો.

સાથે સુઇએ છત્રપલંગમાં. સ્વામી વીણ ન જાયે રેનજો,
એકલડાં નીંદ્રા આવે નહી, ખુટે તમારી રાતજો;
બન્ને બ્હેનો સુઇએ સાથમાં. કરીએ સુખદુઃખની વાતજો.

ભીખી—બાઇ આપનું કહેવું સત્ય છે પણ ? મારાથી છત્રપલંગમાં કેમ સુવાય ? કદાચ સ્વામીનાથ ઓચીંતા પધારે તો મને માર મારે. વળી આપને ઠપકો આપે. અને સ્વામીનાથ આવે ત્યારે ખબર કોણ રાખી બારણાં ઉઘાડે માટે તમો સમજુ છો.

વાંચનાર ગૃહસ્થો યાદ રાખજો કસ્તુરાંની ધારણા એવી હતી કે ભીખી દાસીને પાસે સુવાડી રાત્રે મારી નાખવાની હતી પણ ચાલાક દાસી સપાટામાં આવી નહી. દાસી પોતાની સુવાની જગાએ આવી સુતી બનેલી વાતના વીચારો કરતી નીંદ્રાને આધીન થઇ. છેલજરાર મધરાત્રે ગામની પાદરે આવ્યો ને હૃદય ઉપર ધ્રાસકો પડયો. ડાબી આંખ ફરકવા લાગી એટલે છેલ ખમચાયો અને વીચાર કર્યો કોઇ દીવસ નહી ને આજે આ શું ? નકી મહેલમાં કાંઇક નવા જુની હોવી જોઇએ, માટે ચુપકીથી જવું જોઇએ દાસી ઘણી ચતુર અને ચાલાક છે એટલે ચીંતા જેવું તો નથી તેથી પોતાની સાથેના માણુસોને વીદાય કર્યાં અને પોતે એકલો ચુપકીથી મહેલે આવ્યો.

# ખરા ક્ષત્રીનું બીજ હોય તો આવું ખુન ન કરે.

જીણી બતી બળે છે, દાસી ભરનીંદ્રામાં છે, કસ્તુરાં ચળકતી તલવાર હાથમાં ઝાલી રાક્ષણી માફક મેડીએથી ઝપાટાબંધ નીચે ઉતરી જયાં દાસી સુતી છે ત્યાં આવી જેવો ઘા કરવા જાય છે તેવોજ ગેબી અવાજ થયો. સબુર ! સબુર ! સાહસ ન કરો ! અરે આ શું ! બસ મારો હાથ ખમચાયો તેની ભ્રમણા.

---

ધીકધીક ક્ષત્રાણી તારી જાતને, ફટફટ તારો અવતારજો;
ક્ષત્રીની દીકરી આવું નવ કરે, ન મારે ઉંઘતી નારજો.
પિતા તારો સુર્યસીંહ નહી, કાતો માતા ખવાસણુ જાણજો
અસલ ક્ષત્રીબીજ તારૂં નહિ હશે. નહી તો નવ લે દાસીના પ્રાણ જો,

આથી વધારે ચમકી ઉંચુ જોયું નીચું જોયું આજુબાજુ જોયું, કોઇની મગદુર નથી કે છેલજરારના મહેલે આવી શકે, ત્યારે શું ? આકાશવાણી ! કે પાતાળ વાણી । અરે જીવ શા માટે ડરે છે. જે કામ કરવું તે કરવુંજ એમ બબડી જેવો તલવારનો ઘા કરવા જાય છે તેવોજ ગેબી અવાજ.

ખરા ક્ષત્રીનુ બીજ હોય તો આવું ખુન ન કરે ?
ખરૂં ક્ષત્રીયબીજ હોય તો, મનમાં હલકા ન લાવે વીચાર જો;
સ્રી ચાકર ત્રીજુ કુતરૂ, ન કરે ક્ષત્રી શીકાર જો.

એકદમ તરવાર પાછી ખેંચી બોલી ઉઠી ખરેખર ચોઘડીયું બદલાયું. હવે દાસીનું ખુન કરીશ તો તેનો જીવ જશે ને હું સપડાઇશ માટે આગળ ઉપર જોઇ લેવાશે. એકદમ મેડી ઉપર ચઢી ચઢતાં પગ કાબુમાં રહ્યો નહી તેના ધબકારાથી દાસી ચમકીને જાગી દાસીએ

જાગ્યું છેલજરાર આવ્યા એમ ધારી બારણું ઉઘાડયું તો છેલજરારને ઉભેલા જોયા, બંધુ પધારો !

છેલજરાર—સાંભળ દાસી ભીખલી, ધીમી બોલ સાંભળશે તારી બાઈ જો;
કસુર શી કીધી કસ્તુરા તણી, પ્રાણ લેવા આવીતી આયજો.

ભીખી દાસી—શુરવીર બંધુ છેલજરારજી, વાટ જુએ છે મારી બાઈ જો;
આપ વીના નીંદ્રા નથી આવતી. હજુ જાગે છે મારી બાઇ.
બંધુ પધારો મેડીએ, ઉદાસી મટાડો મારી બાઇ જો;
હાસ્ય વિનોદ તમે તેની સાથે, કરો તો મનડુ ચડું થાય જો.

છેલજરાર—સાંભળ દાસી ભીખલી, આડી અવળી ન કર વાત જો;
શી કસુર કીધી કસ્તુરા તણી, મારવા આવી મધરાતજો.
સાચું બોલ તું ભીખલી, મને અગ્ની પ્રગટયો અંગમાંય જો;
છેદુ શીશ કસ્તુરાં તણું, એવું મારા મનમાં થાય જો.

ભીખા દાસી—ધીરજ ધરો બંધુ માહરા, તમે ક્ષત્રી સીંહ બાળ જો;
બીન કસુરે કસ્તુરાં ઉપરે, કેમ ઉઠાવો છો જાળ જો.
નથી ગડબડ દરબારમાં, ધીરજ રાખો મનમાય જો;
પ્રીતે પધારો બંધુ મેડીરે, હમણાં પડશે સ્વાર જો.
મેં કસુર કીધી નથી કસ્તુરાં તણી, હું શું જણાવું વીચાર જો;
બે હાથ જોડી વીનતી કરૂં, તમે પધારો મહેલ મોઝારજો,

કસ્તુરાંને ઉંઘ નહી આવવાથી દાસીને કહે છે કે—
સાંભળ દાસી ભીખલી, હજુ કેમ ન આવ્યા સ્વામીનાથ જો;
છત્રપલંગ મેં તો સજ કર્યા, વળી ફુલડાં કરમાઇ જાય જો.
ભીખી દાસી—ધીરજ રાખો બાઇ મન વીશે,
હળવે હળવે સજો શણગાર જો;

છેલ ગયા છે દરબારમાં, હમણાં આવશે મહેલ મોઝાર જો.

છેલજરાર—ચડયો કાળ દાસી મુને અતિ ઘણો, હું કયાં સમાવું જાળજો;
સાચું કહેતું બીખવી નહી સો, મરૂ પેટ મારી કટાર જો.

આટલું બોલી કમરમાંથી તરત કટાર ખેંચી દાસીએ તરત કાંડું પકડી લીધું.

સણુર સણુર ભાઇ માહરા, ધીરજ ધરો મનમાંય જો;
વચન આપો બાપ દાદા તણું, તો ખરી વાત કહું આય જો,

છેલજરાર—લે લે વચન તું માહરૂં, આપું છું આ વાર જો,
સાચી વાત કહે મુજને; જે માગે તે આપવા તઇયાર જો.

હે દાસી લે તને મારા બાપ દાદાનું વચન આપું છું. જે વખતે તું માગીશ તે આપીશ, સાચી વાત જે હોય તે કહી દે.

દાસીએ મુમનાના કાગળની અને કસ્તુરાએ મામાના નામનો બનાવટી કાગળ બનાવ્યો તે તમામ વાત કહી દીધી.

આ સીવાય બીજું કંઇ જાણું નહી, મેં સઘળો કીધો વીચારજો;
વચનમાં માગું એટલું, ન મારવી કસ્તુરાં નારજો.

છેલજરાર—અરે દાસી તેં આ શું કર્યું, વચનમાં બાંધીયો આવારજો,
મુજને મારવા દે કસ્તુરાં નારને, જાય કાંટો દરબાર જો.
હસ્તી ઘોડા પાલખી, વળી માગ્ય અડધું રાજજો,
આપુ રૂપીઆ રોકડા, મારવાદે કસ્તુરાં આજજો,

બીજી દાસી—હસ્તી ઘોડાને પાલખી. ન જોઇએ મારે કાંયજો;
આપ્યું વચન પાળો તમો, એજ દીલ મુજ ચ્હાય જો,
શુરવીર બંધુ છો માહરા, અસલ ક્ષત્રી કુમારજો;
આપી વચન ફરશો તમે તો, ધરતી ન ઝીલે ભારજો,
અગ્ની સમાવો સૌ અંગમાં, શીતળ રાખો મનજો;

પ્રીતે પધારો મેડીએ, મારી બાઈ સાથે કરો અમૃત વચનજો,
પણ વીશ્વાસ ન કરશો એ નારનો, સુવું નહી તેની સંગજો;
નહીં તો કુલટા કસ્તુરાં, કાંઇક કરશે વિઘનજો.
છેલજરાર–શાબાસ દાસી તુજને, તારી ખાનદાની આજ જાણીજો;
મારવા આવી તુજને, તેને બચાવે છે દયા દીલ આણીજો,
કાંટો કાઢત મારા અંગનો, સુખ થાત મારા શરીર જો,
તું ચીંતા રાખીશ મારા હૃદય વીશે, કો દી નડશે એ નારજો.
ભીખી દાસી–ધીરજ ધરો હૃદય વીશે, આનંદ કરો મેડી મોઝારજો;
લખ્યું હશે જે, લલાટમાં, તે કરનાર છે કીરતારજો,

## પતીનું ખુન કરતાં દાસી બચાવે છે.

દાસીના કહેવાથી છેલજરાર તરત મેડીપર ચડી કપડાં ઉતારી છત્રપલંગ ઉપર સુતા કસ્તુરાં પચરંગી કરતાં છેલજરારને પુછ્યું સ્વામીનાથ આટલી મોડી રાત કયાં ગાળી ?

છેલજરાર—પ્રીયા આજે આખો દીવસ રખડ પટીમાં જવાથી પરીશ્રમ લાગ્યો હતો પછી મેં વીચાર કર્યો કે બે ઘડી વીશ્રાંતી લેવી એમ ધારી લગાર સુતો તેમાં નીંદ્રા આવી સાથીઓએ કોઇએ જગાડયો નહી મારી મેળે જાગ્યો ત્યારે જાણ્યું રાત વધારે ગઈ છે પણ પ્રાણથી અધીક પ્રીયા જળ વીના માછલી તરફડે છે તેથ તરફડીયા મારતી હશે માટે એક ઘડી નહી રોકાતાં ઘોડા ઉપર સ્વાર થઇ અહી આવીને ઉભો રહયો છું.

કસ્તુરાં—સ્વામીનાથ ? જેવી મારી ચાહના તેવી તમારી હોય તેમાં નવાઈ શી ?

છેલજરાર—વ્હાલી તમારી વાત સાચી છે. ( " આ રંડા તો જાણતી હશે કે મારૂં કાવતરૂં જાણતા નહી હોય માટે આ વખત સારો છે એમ ધારી યુક્તી બંધ વાત કરવા માંડી. "

સાંભળ પ્રીયા માહારી પતિવ્રતા, અતિ નીંદ્રા આવી વગડા માંયજો
તે વખતે સ્વપનું એક આવીયું, તે કહું છું વીસ્તારીને આંયજો,
પત્ર લઈ એક આવીયો, તારે પીયરથી જોશી મહારાજજો;
મુમનાએ લખીયો પત્ર એવું, સ્વપનામાં દીઠું આજજો.
પત્ર તમે તે વાંચીયો, તે ઉઠી પેટમાં ઝાળજો,
પત્ર બનાવીયો બનાવટી, મોકલવા મામાને દરબારજો,
પત્ર આપવા હુકમ કર્યો, દાસીને તે વારજો;
નીમકહલાલ દાસી થઇ, દેવા ન થઇ મામા કેરે દરબારજો,
પણ લાલચ આપી તમે ઘણી, પણ માની નહિ તે વારજો.
માથું કાપવા છેવટે તમે, હાથમાં લીધી તરવાર જો.
સ્વપનાને સાચું નથી માનતો, એ સઘળું આળપંપાળજો.
રાજા રંક બને સ્વપનામાં, રંક રાજા સ્વપનામાં ધારજો;
સ્વનામાં સ્વાદીષ્ટ ભોજન, જમીએ પ્રીતથી અપારજો,
આંખ ઉઘડી કાંઇ ન દીઠું, લાગી ભુખની ઝાળજો.
માટે સાંભળ સુંદરી, કાંય મનમાં ન કરવો વીચારજો,
સ્વપ્નું જુઠું જાણવું, મેં કહ્યું સ્વપ્નું વીસ્તારજો.

કસ્તુરાં—સ્વામીનાથ આવા ખોટા આળપંપાળ છોડી સુખેથી પોઢો સ્વપનું છે તે એક જાતની ભ્રમણા છે.

(ગજબ થયો એકે દાસી જાણતી હતી પણ સ્વામીનાથ જાણતા લાગે છે, હવે ઉંઘે તો બન્નેનાં માથાં કાપી દફન કરી દઉં) કહેવત

છે કે આત્મા સો પરમાત્મા જેવો કસ્તુરાંના હૃદયમાં વીચાર થયો કે તરત પરમાત્માએ છેલજરારને ખબર આપી.

છેલજરાર—પ્રીયા આજે મારા શરીરને ચેન પડતું નથી માટે મારે એકાંતમાં સુવાનો વીચાર થયો છે. માટે દાસીને બોલાવી કહે કે મેડી ઉપર પથારી કરે.

કસ્તુરાં—સ્વામીનાથ આ શું બોલો છો ! જળ વીના માચ્છલી રહી શકે, સમુદ્ર મર્યાદા મુકે, પુર્વમાં ઉગતો સુર્ય પશ્ચિમમાં ઉગે, નેવાના પાણી મોભે ફરી ન ચડે માટે હે સ્વામીનાથ સ્રી પુરૂષ જુદા સુવેજ નહી દાશીને બોલાવે છે.

મેડીએ આવ દાસી બીખલી, તું સ્વામીનાથને સમજાવજો,
નાર નારી જુદાં સુવે નહી ને, એ સુવા કરે છે વીચારજો.
તારામાં ડહાપણુ અતી ઘણું, વળી ગુણીયલ છું મારી દાસજો;
સ્વામીને સમજાવીને સુવાડ મારી પાસજો.

દાસી—શુરવીર છેલજરારજી, તમે છો ક્ષત્રીના કુમારજો,
સ્રી પુરૂષ જુદા સુવે નહી, તમે કેમ કરો છો ખોટા વીચારજો;

છેલજરાર—ગડબડ છોડી દે રાંડી બીખલી, તારો ચાકરનો અવતારજો
તું શું સમજે રાજરીતમાં, વળી અમારા વીચારજો.
આજે એકાંત સુવું મને ગમે, નથી જીવને કરારજો;
તારી બાઈને સમજાવ તું: માને મારો વીચારજો

દાસી કસ્તુરાંને કહે છે હે બ્હેન તમે પતિવૃતા છો, માટે પતિની આગ્ના માનવી એ તમારી ફરજ છે. આજે એકાંતમાં સુવે તો કાલે આપની સાથે સુવે માટે તમારે તેમના કહેવા પ્રમાણે હા પાડવી જોઇએ.

છેલજરાર તરત છત્રપલંગ ઉપરથી ઉઠી મેડી ઉપર દાસીને તેડીને ગયા પોતે સુતા અને દાસીને કહ્યું કે તલવાર ઝાલી દાદરા પર બેસજે; છેલજરારના હુકમ પ્રમાણે દાસી સજ થઇ બેઠી.

કસ્તુરાંએ વિચાર કર્યો હવે બન્ને ઉંઘતાં હસે એમ ધારી તલવાર લઇ પોતે મેડી ઉપર ચઢવા માંડયું. દાસીએ જાણ્યું; આ કુલટા મને અને એના સ્વામીને ચોકકસ મારસે માટે હે પરમાત્મા! મને એવી બુદ્ધી સુજાડ કે મારો અને જેનો પહેરો ભરૂં છું તે બન્નેનો બચાવ થાય. હે પરમકૃપાળુ પરમાત્મા મારી વ્હારે આવ. એમ કહી તરત દાદરો ઉઘાડયો. કસ્તુરાં ઉપર જઇ દાસી સામી ઉભી રહી.

દાસી—ભલે બ્હેન પધારીયાં, હું થઇ રાજી મનમાંય જો;
કરે ધાર્યું આપનું, મારી હાઝ ઓલવાયજો.
ભુલ કરી મેં આપની, કાગળ ન લઇ ગઇ દરબારજો;
માહરાં હાડકાં ભાગ્યાં આ સમે. છે મુરખના સરદારજો;
કસ્તુરાં—કેમ દાસી બીખલી, કેમ કરે પસ્તાવો આવરજો;
મારૂં કહ્યું માન્યું નહી. તે વખતે થઇ મરવા તૈયારજો;
દાસી—પ્રથમ મેં તમને કહી દીધું, ધાર્યું કરો તમારૂં કામજો.
તમારૂ ધાર્યું થશે નહી તો, વળી મારસે બન્નેને ઠારજો.

કસ્તુરાં સમજી કે દાસીની સંમતી છે. માટે વીલંબ ના મારે કરવો જોઇએ એમ ધારી છેલજરાર પર એકદમ ધસી ( દાસી કહે છે હે પ્રભુ આ રંડા હમણાંજ જમદવાર પહોંચાડી દેસે. )

દાસી—સબુર સબુર બ્હેન માહારી, ધીરજ ધરો થોડીવારજો;
કહુ તમને એક વાતડી, મુજ મન આવ્યો વીચારજો.

હે બાઇ શાસ્ત્રમાં લખેલું છે કે પતિવ્રતા સ્ત્રી પોતાના હાથે પતિનું ખુન કરે તો પતિવ્રતાપણું નષ્ટ થાય માટે

બીજાના હાથમાં તરવાર આપી કપાવો પતિનું શીર જો.
પતિવ્રતાને બાદ ન આવે. મેં કહ્યા મારા વીચારજો.

કસ્તુરાં—ધન્ય દાસી મારી બીખલી, આવે તારે હાથ તરવારજો;
રજા આપુ છુ તુજને, મારી નાખ છેલજરારજો.

દાસી—મારો ભરૂસો આવે આપને, તો હું કામ કરવા તૈયાર છું
શીશ કાપુ મારા હાથથી, લાવો તમે તરવારજો·
નીચે પધારો બાઇ તમે, સુખે સુવો નીરાતજો
માથુ કાપી પતિનું, આપીશ તમને પરભાતજો.

છેલજરાર ઉંઘતો નથી જાગે છે, પણ દાસીને વચન આપ્યું છે માટે સુતો સુતો સાંભળે છે. મને બચાવ્યો પણ સવારમાં મને જીવતો જોસો ત્યારે દાસીની શી વલે થસે આવા વિચારો કરતાં નીદ્રાંને આધીન થયો. દાસીને કસ્તુરાં તરવાર આપી ચાલી ગઇ. દાસી બે હાથમાં તરવાર ઝાલી છેલજરારની ચોકી કરે છે.

કસ્તુરાં નીચે આવી મુંમનાના નામનો બનાવટી કાગળ લખી મેઘા નામના નોકરને બોલાવીને કહ્યું, આ કાગળ દી ઉગતા પહેલાં મામાજીને આપજે અને કેજે જે કસ્તુરાંએ જુહાર કહ્યા છે ને આ કાગળ વાંચી આઠ દીવસ મારી બ્હેન મુમતાને પરણવા પહોંચી જવું આઠ દીવસમાં ત્યાં નહી પહોંચો તો તે આપઘાત કરસે તેનું સ્ત્રી હત્યાનું પાપ તમને લાગસે ને જગતમાં તમારી નાલાયકી ગણાસે આટલું કહી કાગળ આપી મને ખબર આપજે.

# સાઠ વરસનો બુઢો વરરાજા

## કચેરી ભરાણી મૃગમારીચી રાજા સીહાસન.

ઉપર બેઠા એટલામાં મેઘો આવી પહોંચ્યો સીપાઇએ રોકયો. મેધાએ કહ્યું છેલજરારની પટરાણી કસ્તુરાંબાનો નોકર છું સીપાઇએ ખબર આપી, રાજાએ આવવા હુકમ આપ્યો.

મેધાએ પ્રથમ કસ્તુરાંએ કહ્યું તે પ્રમાણે કહીને કાગળ આપ્યો મ્રગમારીચી રાજાએ વાંચી બોલી ઉઠયા ! રાજા સુર્યસીંહની કુંવરી મુમનાએ મારી ઉપર પ્રેમ બતાવી કાગળ લખ્યો છે. ! વળી પરણુવા નહી આવો તો આ કાયાને અગ્નીમાં બાળી ભસ્મ કરીશું તેનું પ્રાય-શ્ચીત મને લાગસે. આવો જેનો પ્રેમ અને હું ન જાઉં તો ક્ષત્રીકુળને કલંક લાગે રાજાએ તરત પ્રધાનને હુકમ આપ્યો. અહીંથી આજે સ્વારી નીકળવી જોઇએ, માટે તમામ સાહિત્યો તઇયાર કરાવવાં. જમાલખાં જાવ સેનાધીપતીને બોલાવી લાવો. ખુશાલીમાં બંદુકોનો અવાજ થયો નોબતો વાગી શરણાઇઓ ફુકાણી. મેધાને ઇનામ આપી ખુશી કર્યો. રાજ્યના તમામ માણસો કામમાં ગુંથાયા.

જમાલખાં છેલજરારના મેહેલે આવી ખબર આપી સેનાધીપતીકુ મહારાજાધીરાજ બોલતા હે માટે જાવ ઉઠકર અબી ભેજો. સીપાઇ-ઈસિ બખ્ત ઉસકા ઉઠાનેકા ટેમ નહી હેં, ઉસ બાસ્તે હમ ખબર નહીં દેતે જાવ તુમેરા રાજકુ બોલો.

જમાલખાંએ આવી રાજાને ખબર આપી રાજા ગુસ્સે થઇ બીજા પાંચ દશ માણુસોને મોકલ્યા અને કહ્યું કે એકદમ તમે મહેલમાં જઈ છેલજરારને જગાડીને બોલાવી લાવો.

સીપાઇઓ એકદમ છેલજરારના મહેલે આવી છેલજરારના સીપા-

ઇને ધમકાવવા લાગ્યા અને મહેલમાં દાખલ થવા માંડયું. છેલના સીપાઇને ક્રોધ ચઢવાથી મ્યાનમાંથી તરવાર ખેંચી વાપરવા માંડી બેને ઘાયલ કીધા અને બેને જાનથી મારી નાખ્યા. દાસીને ખબર પડવાથી છેલજરારને જગાડવા ક્હ્યું.

જાગો જાગોને બંધુ ઝરારીયા, થાઓ તમે તઇયારજો;
મામા બોલાવે આપના, માટે પધારો તમે દરબારજો.
ઉઠીને દંત ધાવન કરો, શુદ્ધીમાં લાવો શરીરજો;
શણુગાર પહેરો શોભતા, બાંધો પાંચે હથીઆરજો.

દાસીનો બોલ સાંભળી છેલજરાર ઉઠીને નીત્ય કામથી પરવારી તઇયાર થઇ દાસીને કહ્યું.

સાંભળ દાસી ભીખલી, તારી ફીકર મુજને થાય જો;
તારી બાઇ જોશે મને જીવતો, નકી મારશે તને આંયજો.
વચન પાછુ આપે તો, તારી બાઇને પહોંચાડુ યમદ્વારજો;
દુ:ખ સઘળું જાય માહરૂં, નિશ્ચિંત મુજ મન થાયજો.
દાસી—શું બોલ્યા બંધુ માહરા, શુરવીર ક્ષત્રી કુમારજો,
સીંહ તરણું ખાયે નહી, શુકયું, નવ ગણાય જો.

હે બંધુ તમે મારી ચીંતા બીલકુલ રાખશો નહીં અને બચાવવા વાળો રામજી હાજર છે તે તમે જોયું હશે. જે જે વખતે આફત આવે છે તે તે વખતે રામજી મારા હૃદયમાં આવી યુકતી સુઝાડે છે સત્યતા ઉપર પરમાત્મા હાજર રહે છે અને અંતે પાપીનો ક્ષય થાય છે. માટે સુખેથી મામાની તહેનાતમાં પધારો.

છેલજરાર—કોઇ દીવસ નહી ને આજે મામા પ્રભાતમાં કેમ બોલાવે છે ?

દાસી—કારણ મેં તો જાણીયું, મામા તણી મામી પરણવા જાયજો;
 માટે તેડાવે છે આપને, લશકર કરવા તઇયારજો.
 આગ્ના ન લોપશો તેમની, ધીરજ ધરજો મનમાંયજો.
 નોબત નગારા ગડગડે, શરણાઈ પુરે છે સાદજો;
 ઝટ પધારી બંધુ માહરા, મામા કરે છે યાદજો.

દાસીની રજા લઇ છેલજરાર નીચે ઉતર્યો કસ્તુરાંએ છેલજરારને જોઇ અંતરમાં તો આગ સળગી પણ સ્ત્રીચરિત્ર કરવા બે હાથ જોડી છેલજરારને કહે છે.

 સાંભળો સ્વામી માહરા, પ્રભાતે કયાં જવા થયા તઇયારજો;
 આપ વીના ઘડી ન રહી શકુ, જળ વીના માછલી ધારજો.
 ખાવું પીવું ભાવે નહી, ન ગમે સજવા શણગારજો;
 સાચું કહું છું સ્વામી માહરા, પાછા કયારે આવશો મહેલ મોઝારજો.

છેલજરાર—સાચુ કહો છો રાણી તમે, તમે પતિવ્રતા નારજો;
 તમ વીણુ હું પણ ન રહી શકું, શું કરવો ઉપાયજો.
 નોકરી કરીએ મામા તણી, તેથી જાવું પડે દરબારજો;
 ગયા વગર ચાલે નહી, તેથી બન્યો છું લાચારજો.

આટલું કહી છેલજરાર મહેલ બ્હાર નીકળી ઘોડા ઉપર સ્વાર થયો તેની સાથે શોળસેં સામંતો પાછળ ચાલવા લાગ્યા મૃગમારીચી કચેરીમાં આવી ત્રણ સલામો ભરી પોતાની જગ્યાએ બેઠા પછી મામાને કહ્યું આજે આશી ધમાધમ ચાલી રહી છે ?

મૃગમારીચી રાજા—ભાણેજ આજે કીલ્લેગઢથી તમારી સાળીનો કાગળ આવ્યો છે ( [illegible] વાંચો.

છેલજરારે કાગળ વાંચી મામાને કહ્યું આજને આજ તઇયારી કરી અહીથી નીકળવું જોઇએ ને ત્યાં મુદતસર પહોંચી જવું જોઇએ

નહી તો ક્ષત્રી બાળા બળી ભસ્મ થાય તેનુ પાપ લાગે અને જગતમાં વગોવણું થાય કે અવીચળગઢનો રાજા કીલ્લેગઢ પરણુવા ન ગયો ને આ હત્યા લીધી મામાને કહીને પોતે સૈન્ય ગોઠવવા લાગ્યો.

મૃગમારીચી રાજા બુઢો દાંત પડી ગયા છે, કાયા કંપે છે છતાં પરણુવાના ઉમંગમાં જુવાનીની માફક કેસરીયા વાઘા પહેરી તૈયાર થઇ રથમાં બેઠો આગળ નિશાનડંકા, નોબતો ઘોડેસ્વાર વીગેરે ચાલવા લાગ્યા. નગરજનો બુઢા વરરાજાની સ્વારી જોવા મેડીએ માળીએ છાપરે અને રસ્તાપર ઠઠ જામી સ્વારી ધીમેધીમે ચાલવા માંડી છેલજરારનો નાનોભાઇ ઠેબાશીહ મામાની હજુરમાં છે તેને વિચાર આવ્યો શું ! સુંર્યસીહની કુવરી આ બુઢા ઉપર મોહીત થઇ હશે ? ના ના આમા તર્કટ હોવું જોઇએ ખેર ગમે તે હો ત્યાં ગયે જણાશે પણ મારે મામાને ખરી હકીકત કહેવી જોઇએ એવો વિચાર કરી મામાને કહ્યું

સાંભળો મામા મારા બુઢીયા, તમને પરણુવાનો ઉમંગજો;
બંધુ છેલજરાર સાથે આવશે તો, ન પરણે તમને એ નારજો.

ઠેબાનું કહેવું ઠીક લાગ્યું એટલે મૃગમારીચી છેલજરારને કહે છે—

શુરવીર ભાણેજ જરારીયા, હુકમ આપુ તુજને આવારજો
અમારી સાથે નથી આવવું, તુજ વીના રાજ ન જળવાયજો.

છેલજરાર—હે મામા ! સાથે આવી નવી મામી જોવાની ઘણી હોંશ છે.

મામા મૃગમારીચી—

તેડી જોઉં તુજને ભાણીઆ, રેહું નવ રખાયે રાજજો,
સામૈયું લઇને આવજો સજી સૌ સાજજો.



# કમજાત દાસી ! સ્વામીનું માથું લાવ !

છેલજરારને મારવું દાસીએ માથે લઇ કસ્તુરાંને પાછી વાળી હતી. તેજ છેલજરાર પ્રભાતે ઉઠી કસ્તુરાંને મળી મામાની તહેનાતમાં જઇ અત્યારે સ્વારીમાં મામાના રથના પડખે ચાલે છે, કસ્તુરાં પાસેથી છેલજરાર ગયો તેજ વખતે કસ્તુરાં લાલચોળ આંખ્યો કરી દાસીને બોલાવી. દાસીએ જાણ્યું નક્કી આ વખતે મોત છે એમ ધારી નીચે આવી કસ્તુરાં સામે ઉભી રહી.

કસ્તુરાં—ફટફટ દાસી બીખલી, મેં કીધો ભરૂસો તારો આજજો;
સ્વામીને તેં માર્યો નહી, ને બગાડયું મારૂં કાજજો.
હે દાસી પરમાત્માને ભજી લે. હવે તારૂં આયુષ્ય થોડું છે.

દાસી—મારો બાઈ તમે આ સમે, મને ચીંતા નથી લગારજો;
મારી વાત તમે સાંભળી, પછી મારો મને ઠારજો.
હે બાઇ હું આપના સ્વામીને મારત તો મામાને શોક પડત ને પરણવા જાત નહી માટે મેં માર્યો નથી.

કસ્તુરાં—ધન્ય દાસી તુજને, તેં સારો કરો વીચારૂજો;
મારા કામ વિષે વીચાર કર્યો ઈનામમાં લે તું હારજો.

દાસી—હે બાઇ તમારી મારી ઉપર મહેરબાની છે. તે હું સમજું છું.

કસ્તુરાં—હું આપું છું હર્ષથી, લે તું જ પહેર આ હારજો;
મરણ થશે છેલજરારનું મામાજી પણ મુમના નારજો.
રાજ્ય લગામ મુજ હાથમાં, આપીશ પ્રધાન પદ તે વારજો
સ્વતંત્રતા ભોગવશું આપણે, નહી હોય છેલજરારજો.

દાસીએ કસ્તુરાંને કહ્યું બાઇ આવો મામાજીની સ્વારી આવે

છે બન્ને ઝરૂખામાં ઉભા રહ્યાં છેલજરાર મામાના રથના પડખે ઘોડા ઉપર આવે છે ત્યાં બન્નેની નજર એક થઇ એટલે.

કસ્તુરાં—સાંભળો સ્વામી તમે મહારા, ન જાશો મામાને પરણાવવાજો
તમ વીના મુજથી ન રહેવાય ન જાય દીવસને રાતજો.
કસ્તુરાંનો અવાજ સાંભળી.

છેલજરાર—સાચું બોલ્યાં તમે પતિવ્રતા, પ્રેમ તમારો અપારજો;
તમ વીના નવ રહી શકું, હમણાં આવું મહેલ મોજારજો.
રસોઇ બનાવો મનગમતી, ભેગાં બેશી જમીએ અપારજો.
મામાને વળાવીને, હું આવું છું દરબારજો.
કસ્તુરાં દાસીને કહે છે-
સાંભળ દાસી મહારી. તું સોધી લાવે ઝહેરજો.
રસોઇ બનાવું ઝેરની પ્રીતે જમે જરારજો.

મામાજી પરણવા ગયા, હવે કોઇ જાતનો વાંધો નથી, સ્વામી નાથ આવે તે વખતે તેમને જમવાની રસોઇમાં ઝેર નાંખીને બનાવું તેમને પંખો ઢોળી જમાડું તો પછી તારે મારવાની મહેનત મટી જાય.

દાસી—ઝેર સોધી લાવવું એ મારૂં કામ ગમે ત્યાંથી સોધી લાવું એમ કહી દાસી મહેલ બહાર નીકળી એક કાગળ લખી પોતાની પાસે વાળીને રાખ્યો ને ઝેર લઇને આવી કસ્તુરાને આપ્યું કસ્તુરાએ રસોઇમાં નાખ્યા રસોઇ તૈયાર કરી. છેલ મામાને વળાવી મહેલે આવ્યો. દાસીએ ચાલાકીથી કાગળ છેલને આપ્યો. છેલે વાંચી વીચાર કરી કપડાં ઉતાર્યાં દાસીએ કહ્યું જમવા પધારો. છેલ જમવા બેઠા કસ્તુરાંએ રસોઇ પીરસીને બોલી સ્વામીનાથ જમો, એટલામાં બીલાડીનું બચ્ચું આવ્યું; છેલે બચ્ચાને પકડી ભાણામાં પીરસેલી રસોઇ તેના મોં આગળ મુકી, બીલાડીના બચ્ચે ચાટી અને થોડીવારમાં

તમ્મામ ખાઇ મરણુ પામી. તરત છેલજરારે કોરડો લઇ દાસીને બે ચાર લગાવી દીધા કસ્તુરાં કહે સ્વામીનાથ ! એમાં દાસીની ભુલ નથી. કારણુ કે રસોઈ મેં બનાવી છે, માટે મારી ભુલ હશે એમ કહી દાસીને છોડાવી. સ્વામીનાથ આજે પરમાત્માએ મારી ઉપર ઘણો ઉપકાર કર્યો. નહીતો હમણાં આપ જમ્યા હોત તો ગજબ થઇ જાત. રસોઇ બધી દાસી પાસે ફેંકી દેવરાવીને કસ્તુરાં ફરીથી રસોઇ બનાવી છેલજરારને જમાડયો જમીને દરબારગઢમાં જઇ કામે વળગ્યા.

કસ્તુરાં દાસીને કહે છે–

સાંભળ દાસી બીખલી, આપણો ચાલ્યો ન એકે ઉપાયજો;
તારી ને મારી મહેનત વથા ગઇ, બીલી મરી આ ઠાર જો.
મહેનત તેં તો સારી કરી, વળી ખાધો ઘણો મારજો;
કામ મારૂ નવ થયું, ને જીવતો રહયો ભરથારજો,

હે દાસી હવે સ્વામીને કેવી રીતે મારવા તેં તો ખુબ મહેનત કરી પણુ આજની રાતમાં મારી તરવાર લઇ સ્વામીનું માથું કાપી જમીનમાં દાટી હતો નહોતો કરે તો તું મારી ખરી દાસી–

ચીંતા કસ્તુરાં પરહરો, નથી કઠણુ આ કામ જો;
અડધી રાતે જરૂરથી મારૂ છેલજરારજો.

આવી રાતે કસ્તુરાં મોટા મોટા તરંગો ગોઠવે છે દાસી તેને મજબુત કરી જડમુળથી ઉખેડી નાખે છે આવી નિમકહલાલ સ્ત્રીને જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે.

## ચોરીમાં કુંવરી, મુમના કે દાસી !

મૃગમારીચીએ કીલ્લેગઢની ભાગોળે આવી બંદુકોના અવાજ કરાવ્યાને ત્યાં તંબુ ઠોકાવી મુકામ કર્યો, કીલ્લેગઢની પ્રજા ખળભળી ઉઠી અને ટોળે ટોળાં વરરાજાને જોવા માટે આવવા લાગ્યાં જે ટોળાં

જોઇને પાછાં વળે તે માંહો માંહે રાજાને ફીટકાર આપે ઈંદ્રની અપ્સરા જેવાં કુંવરીને કુવામાં નાખી માથે ધોળા કેસ. ડાચાં બેસી ગયાં, કાયા કંપે છે, ઊંટની ડોકે બકરૂં બાંધ્યું છે. આવી વાતો કરી કીલ્લે ગઢમાં હાહાકાર વરતાઇ રહયો છે,

મુમના દાસીને કહે છે—

જાતે દાસી ઇલાયચી, જોઇ આવ્યા કીલ્લેગઢ બ્હાર જો;
બ્હાદુર છેલ આવ્યા પરણુવા. તેમને કેવો પહેર્યો શણગાર જો.
લાવ લશ્કર કેટલું જાનમાં, તે જોઇને વ્હેલી આવ્ય જો;
રૂપ રંગ તેમનું જોઇને, તું મને કહી બતાવજો.

દાસી મૃગમારીચીના તંબુ આગળ સીપાઇ પહેરો ભરે છે તેને પુછયું જમાદાર સાબ વરરાજા કીધર બેઠે હે ?

સીપાઇ—સાલી અંધી હે ! સામે એ બેઠા.

દાસી એકદમ આવી મુમનાને કહે છે—

બ્હેન મુમના તમે સાંભળો, કરમ ફુટયું આ વાર જો;
પરણુવા આવ્યોં બુઢીયો, નથી આવ્યા છેલજરાર જો.

મુમના—ચુપ રહે દાસી ! તું જા બાપાજીને મારી પાસે છાનામાંના બોલાવી લાવ.

દાસી તરત રાજ કચેરીમાંથી રાજા સુર્યસીંને બોલાવી લાવી.

સુર્યસીંહ—કેમરે બોલાવ્યો દીકરી મુજને, પાદરે આવી છે જાન જો;
કહેવાનું હોય તે કહી દે મુને, કરવાનું છે ઘણું કામ જો.

મુમના—અરજ સુણો પિતા માહરી. જાન આવી પરણુવા આજ જો;
છેલના બદલે મ્રગમારીચી આવ્યો પરણુવા આજ જો.

હે પિતાજી મેં કાગળ લખ્યો તે કાગળમાં કાવતરૂં થયું હોવું જોઇએ નહીં તો મ્રગમારીચી વરરાજા બનીને આવે નહીં માટે

આપણે જાનને પાછી વાળીએ તો આપણી અને એની આબરૂ જાય.

આડમ્બર સાથે સામૈયું કરી, લાવો માંડવા મોઝારજો.

સમય પ્રમાણે વર્તવું, પરણાવવી ઇલાયચી નારજો;
પોશાક પહેરાવી માહરો, કરૂં દાસી તયાર જો,
ઇલાયચી રાણી રાયની, હું બનીશ તેની ચાકરજો.
હું સાથે જઇશ અવીચળ ગઢમાં, પરણીશ છેલજરાર જો;
મેં કહ્યું તેમ તમે કરો, એવો મારો છે વીચારજો.

મુમનાના કહેવા પર ખુબ વીચાર કરી કહ્યું.

સાચું કહ્યું તેં દીકરી, ઉત્તમ તારા વીચારજો;
પણ સાથે જતા તેહની દુઃખ પડશે અપારજો.
જાણ પડે મૃગમારીચીને, તો કેદમાં પુરે તને;
શી રીતે છોડાવી, તે સુઝ ના પડે મને.

મુમના—પિતાજી મારી તમારે કંઇ ફીકર કરવી નહી કારણકે છેલજરારના હાથમાં રાજ્યની લગામ છે વળી કસ્તુરાં બેન પટરાણી છે હું જઇને તરત છેલજરારને સ્વાધીન થઇ લગન કરીશ પછી મૃગ-મારીચીનું કાંઇ ચાલશે નહિ.

સુર્યસીંહ મુમનાની વાત અને તેની હીમતની તારીફ કરતો રાજકચેરીમાં આવી સામૈયું તૈયાર કરી મ્રગમારીચીને માંડવે લાવ્યાં, બાજોઠ ઉપર બેસાડયા મુમનાએ દાસી ઇલાયચીને શણગાર સજી તૈયાર રાખી હતી ગોરે કહ્યું કન્યા પધરાવા કન્યા પધારવો કે તરત દાસાને લાવી હસ્ત મેળાપ ગોરે કરાવ્યો.

હવે મ્રગમારીચીની હજુરમાં છેલજરારનો નાનો ભાઇ ઠેબે બેઠેલો છે તે સત્ય બોલનારો છે તેણે બારીકીથી જોયું તો તેને

માલમ પડયું કે આ કુંવરી નથી પણ દાસી છે માટે મારે મામાને જણાવવું જોઇએ એમ ધારી મામાને કહે છે.

ભુઢા મામા અગમારીચી, તમે પરણુવા આવ્યા મુમના નાર જો;
પણ સુર્યસીંહ પરણાવે મશ્કરીમા; ખવાસણુની બાળજો,

અગમારીચી—છાનો રહે ઠેબા ભાણીઆ, તું શું સમજે હજુ અજ્ઞાનજો
સુર્યસીંહ નથી એવો મુર્ખો, મને પરણાવી દાસી બાળજે.

ભાણીઓ—સારો ધર્મ મેં બજાવીયો, હું કહી છુટું આવારજો;
પછી ઠપકો નવ આપતા, નકી છે ખવાસણુની બાળજો.

અગમારીચી રાજા પરણી ઉઠયા પછી મુમના દાસીને લઇ મેડી ઉપર ચઢી ગઇ ઇલાયચી રત્નજડીત કોચ ઉપર બેઠી ઇલાયચી પડખે ઉભી વીઝણો નાખે છે ઠેબા ભાણાને ચેન ન પડવાથી થોડીવારે તે પણ મેડી ઉપર ગયો તો મુમનાને કોચ ઉપર બેઠેલી જોઇ અને પરણુનાર દાસીને વીઝણો નાખતી જોઇને ક્રોધ કરી બોલ્યો.

ધીક ધીક મુમના તુજને ધીક તુ માત પિતાને આવારજો,
કાગળ લખ્યો હતો પરણુવા પછી કેમ ફેરવ્યો વીચારજો,
ક્ષત્રી વચન ફરે નહી, મુખ બોલ્યાં જે વારજો,
તો લખેલ આંકડાં ફરે નહી. તેનો થાય છે મને વીચારજો,
સ્ત્રી હત્યા તે લખીને, પરણાવી ખવાસણુ બાળ જો,
અસલ બીજ તારૂ નહી, તેં ઉલટો કર્યો વહેવાર જો;

મુમના—ક્યાંના રહેવાશી તમે ને શું છે તમારૂં નામ જો;
રાજા અગમારીચીની હજુરમાં શું કરો છો કામજો.
નાની વયમાં આપના, છે સારા વીચાર જો,
અસલ ક્ષત્રી આપ છો. મેં ધાર્યું હૃદય મોઝાર જો.

ઠેબાસીંહ—અવીચળગઢમાં હું રહું, અગમારીચી મામો થાય જો;

છેલજરાર છે બંધવો. મારૂ નામ ઠેબો જાણુ જો,

મુમના—વાહરે દીયરજી માહરા, છે ઉમદા વીચાર જો;

પરણવું હતું તુજ બંધુને, આવ્યા અગમારીચી રાય જો

હે દીયરજી મેં તન મન અને કાયાથી પરણવાનો કાગળ તમારા બાહ ઉપર લખ્યો હતો પણ તમારા દરબારમાં ગડબડ થવાથી તમારા મામાં આવ્યા તેમને પાછા કાઢીએ તો જગતમાં હાંશી થાય તેથી કરીને દાસી પરણાવી.

ક્ષત્રી વચન ફરે નહીં, નવ ફરે લખેલા લેખજો:

ગડબડ થઇ તમારા રાજ્યમાં, મારી તોડવા ટેક જો.

ઠેબાહીંહ—શાબાશ મુમના આપને, તમે સુર્યસીંહના બાળ જો;

ઉદય કરમ હોય આપનું, તો પરણે છેલજરાર જો.

ભાગ્ય માહરાં ઉદય થશે, તું જેવા ભાભી થાય જો;

મેં જાણ્યું કેમ ભુલીયા, સુર્યસીંહના બાળ જો.

ભાભી તમે રજા આપો તો મામા પાસે જાઉં કારણકે તમારી પાસે આવે મને ઘણીવાર થઇ માટે મામા અકળાતા હશે.

મુમના—દીયરજી તમે પહેલવહેલા મળ્યાં માટે ગળ્યાં મોં કરતાં જાઓ એમ કહી દાસી પાસે એક થાળમાં પકવાન મંગાવી દીયરને મુમનાએ જમાડી ફુલનો હાર ગળામાં નાખ્યો.

ઠેબો મામા પાસે આવી મામાને કહે છે.

સાંભળો મામા માહરા, મેં ચોકશ કીધી વાતજો;

નિરખી મામા ઇલાયચી, મુમના પરણશે છેલની સાથજો,

ઠીક ઇલાયચી આપને, પરણાવી આવાર જો;

નસીબ ખુલ્યું એહનું; ધન્ય તમારો અવતાર જો.

અગમારીચી—હે મુરખના સરદાર તારૂં બોલવું બંધ કર દીકરીનુ વેવીશાળ કરી દાસી કેમ પરણાવે ?

સુર્યસીંહ નવાં નવાં જમણ કરી જમાડે છે; નાટારંગ અને તમાસાના જલસા થાય છે.

---

## કસ્તુરાંનું કાવતરૂં બીજું.

છેલજરાર આજે સામયાની તૈયારીઓ કરવામાં રાત પડી ગઈ એટલે દરબારગઢમાં રાજમહેલમાં સુઇ રહેવાનો વીચાર કરી પોતાને મહેલે કહેવરાવ્યું એટલે કસ્તુરાંએ દાસીને કહ્યું.

આજ રાતે તલવાર લઇ, જાને રાજ દરબારેજો:
મધરાતે મહેલમાં જઇ, માથું કાપ છેલજરાર જો.
આજકાલ કરતા દીન જાય છે,
આવી પહોંચશે જાન જો,
ધાર્યું કામ થશે નહી ને આપણ બન્ને થઇશું હેરાન જો.

દાસી—જાઉ પુરૂષના વેશમાં, બાંધીને તરવાર જો;
ચોર પેઠે પરવરૂં, મહેલની મોઝાર જો,
નીમક ખાધું આપનું, તે આજ કરૂં હલાલ જો;
નામ બીખલી જાણજો, કરી દઉ આજ તમારૂ કામ જો.

કસ્તુરાંને સમજાવી લશ્કરી પોશાક પહેરી કમરે તલવાર લટકાવી એકદમ રાજમહેલમાં થઇ છેલજરારને જગાંડી કહેવા લાગી.

શુરવીર છેલજરારજી, હું છું આપની દાસ જો;
મારી બાઇના હુકમથી, આવી છું તમ પાસ જો.
માથુ કાપવા આપનું, સોંપ્યું છે મને કામ જો;
કામ કરી પ્રભાતમાં, લઉં મોટું ઇનામ જો,

છેલજર ર—ભીખલી તું નથી સમજતી, તને કહું છું વારંવાર જો;
વચન મુક્ત મને કરો તો, પહોંચાડું યમદ્વાર જો.

દાસી—શુરવીર થઇ કાયર બનો, નકામાં કાઢો વેણુ જો;
આપેલ વચન પાછાં માગો, નહિ શુરવીરનાં કામજો
રજા આપો આ સમે, બંધુ છેલજરાર જો:
સમજાવું મારી બાઇને, ઉગમતે સવાર જો,

છેલજરાર—તમારી બાઇ મારૂં માથું માગશે, તેને તમે શી રીતે સમજાવશો.

દાસી—સ્ત્રી ચરીત્ર અનેક છે, તેનો નથી કાંઇ પાર જો:
મુરખને સુમજાવતાં, લાગે નહી કાંઈ વારજો

દાસી છેલજરારની રજા લઇ પોતાના પતિનો ત્યાં પ્હેરો ભરતો હતો તેની પાસેથી છરી લઈ પોતાના શરીર પર બે ત્રણ ઘા કરી વ્હેતા લોહીથી બે બાકળી બનતી દોડતી દોડતી કસ્તુરાં પાસે આવી હે બાઇ મને બચાવો બચાવો ! મારા શરીર પર ઘણા ઘા પડયા છે માટે ઘણી પીડા થાય છે.

હું ગઇ દરબારગઢમાં, મારવા છેલજરારજો;
ગયા રોનમાં ફરવા નગ્રની મોઝાર જો.

પાછળ હું ગઇ તેમની, ધાર્યું થાશે કામ જો,
થયું કામ સૌ ઉલટું, બચાવી ભગવાન જો.

ચોર મળ્યા ત્યાં છેલને, હતા જણુ ત્રણુ ચાર જો,
લડાઈ કીધી ચોર સંગમાં, માર્યા સૌને ઠારજો.
ચોર ધારી મુજ પાછળે દોડયા છેલજરાર જો,
પરાણે આવી છું જીવતી, ખાધા ઘા બે ચાર જો,

દાસીનાં કપડાં લોહીવાળા થયેલા તે બદલાવી ઘા ઉપર પાટા બાંધીને સુવાડી.

શાબાશ દાસી ભીખલી, તેં કષ્ટ વેઠયું અપારજો;
ચાકરી તારી હું કરૂં, પછી મારજે છેલજરાર જો.

દાસી--ક્રોધ ચઢયો છે અતિ ઘણો, પણ આ વખતે લાચાર જો;
ઘા રૂઝાઇ જાય માહરા, તો મારૂં છેલજરાર જો.

છેલ સવારમાં પોતાના મહેલે આવ્યા કપડાં ઉતારી થોડીવાર બેઠા પછી પુછયું. દાસીને કાંઇ મોકલી છે ? કેમ દેખાતી નથી !

કસ્તુરાં-દાસી તો આ પડદામાં સુતી છે. કાલે એના ધણીએ

કસ્તુરાં--દાસી તો આ પડદામાં સુતી છે, કાલે એના ધણીએ ગડદા પાટુ અને છરાના એવા ઘા માર્યા છે કે ઉઠવાને શકિત નથી. માટે તમારે તેના ધણીને ઠપકો આપવો જોઇએ, ફરી બીચારીને આવી મારે નહી. છેલે દાસીની પાસે આવી પડદો ઉંચો કરી કહ્યું.

સુણરે દાશી ભીખલી, શી કીધી તકરારજો;
તારા ધણીએ કેમ મારી, દઊં ઠપકો આવારજો,

છેલનું બોલવું સાંભળી હસવું આવવાથી લુગડુ ઓઢયું; છેલજરાર જમી તૈયાર થઇ દરબારગઢમાં આવી સામૈયાની તૈયારી કરી વાજતે ગાજતે ગામ બ્હાર નીકળ્યા એવામાં પખાલી પાણીની ભરેલી પખાલ પાડા ઉપર નાખી તે ઉપર પાડાને ડફણા મારતો આવે છે સામેથી છેલજરારને આવતા જોઇ પખાલીએ પાડાને એક બાજુએ ચાલવા માટે વધારે મારવા માંડયો, એટલે પડાને વાચા થઇ.

પાડો કહે મને નાથીયો, મારે પીઠે પખાલનો ભારજો;
સો સો ભેંસોમાં હું માણતો, જેમ રાણીઓમાં માલે છેલજરારજો.
જુવાની હતી જયારે માહરી, ત્યારે જાણતો નહી મને ભારજો;
ઘડપણ મુજને આવીયું, હવે નથી ખમાતા મારજો,

છેલે પાડાનું બોલવું સાંભળી તરત પખાલ ઉતારી નાંખી દરબારગઢમાં પાડાને મોકલાવી દીધો અને પખાલીને કહ્યું નવો પાડો ખરીદતાં જે કીંમત બેસે તે મારી પાસેથી લઇ જજે.

---

## ફીલ્લેગઢથી જાનની વીદાયગીરી.

---

સુમનાએ પોતાનું સ્વરૂપ ઢાંકવા માટે કાળો બુરખો એવો બનાવ્યો કે ફકટ ચામડીના માફક ફીટ પોતે પહેરી લીધો ઉપર દાસીના કપડા પહેર્યાં દાસીને શણગાર પહેરાવી રાણીની માફક બનાવી સુર્યસીંહે રથ પાલખીઓ ઘોડા વીગેરે પાયજામામાં આપ્યું. અગમારીચીના રથમાં સુમના રથ હાંકવા બેઠી અને દાસીને અગમારીચીના પડખે બેસાડી લાવ લશ્કર સાથે જાન રવાના થઇ દરમજલ દરમજલ કાપતા લશ્કર પડાવ નાખતાં અગમારીચીની જાન પોતાની સરહદમાં આવી પહોંચી અવીચળગઢને બાર કોસનું છેટું થતું ત્યાં છેલજરાર પણ સામૈયું લઇ ત્યાં આગળ ભેગા થયા સામી બંદુકોના અવાજ થયા એટલે દાસી અગમારીચીની રાણી થઇ બેઠી છે તે બોલી.

સાંભળો બાઇ તમે મહારા, ધીરજ ધરો મનમોઝાર જો.
પતિ તમારા સામે આવીયા. શુરવીર છેલજરાર જો.
આ સાંભળી ઠેઓ મામાને કહે છે.
મામી ઘલાઇચીએ શું કહ્યું,
તમો સાંભળ્યું કાને મામા માહરાજો.
બંધુ સામે માહરો આવશે,
તેને કહયો સુમતાનો ભરથાર જો.

ગમારીચી મામો–ભાણા સદાનો મુરખ રહયો,
હજુ રહયો બાળકની જાતજો,
દાશી રાણી વાતો કરે તને કેમ થાય સંતાંપજો.

ઠેબો ભાણો–બુઢીયા મામા સાચુ કહું,
જુઠું તા બોલું લગાર જો,
દાસી છોડી રાણી બની, રથ હાંકે મુમના નારજો.

મૃગમારીચી મામો–ભાણા મતી તારી ગઈ મેં કહ્યું તેને કેટલી વારજો
મુજ પડખે બેઠી ક્ષત્રાણી, ન હોય ખવાસની બાળજો.
છેલજરાંર રથને પડખે ચઢયો એટલે ઠેબાંએ કાગળ આપ્યો

છેલ ઘોડાને પાછો મારી વાંચ્યો અને ઠેબાને કહ્યું
સાંભળ બંધવ માહરા ન કરવી પરાઇ આશ જો
જાણી સર્વે વાતડી પણ ખોટી રાખવી આશ જો

મુમના–શુરવીર છેલ સમતા કરો, સીંહ તરખલું ન ખાય જો
લવીંગ સોપારી એલચી મુખવાસ અપાયજો
તમો ક્ષત્રી કુમાર છો વળી શુરવીર છો સરદાર જો
તમારા માટે કુંવારી રહી હાંકુછું રથ આજ જો.
ઇલાયચી વળગાડુ મૃગને તેમાં નહીં સંદેહ જો.
ક્ષત્રાણી ભુલે નહીં પોતાનો પ્રેમ જો.
બોલ્યું વચન ફળે નહિ ન કરે લખીયા લેખજો.
ચીંતા ન ધરશો મન વિષે નથી તોડયો મેં ટેક જો.

ઇલાયચી જે રાણી બનીને બેઠી છે—તે કહે છે.
ભાણેજ છેલજરારીયા આવોને રથ મોઝાર જો.
મુખ જોવાને આપનં, મન તલસાય અપાર જો.

છેલજરાર—મામી મુખ જોવા તણી, આશા છે મુજ મન જો.
આજ્ઞા વિના અવાય નહીં, સત્ય માનો વચન જો.
મામા આજ્ઞા આપે મને, તો મામી મુખ જોવાય જો;
હોંશ મારી પુરી કરો, સન્દેહ મારો જાય જો;

ઠેબો મામાને કહે છે—ઊતરો મામા રથ થકી આજ્ઞા આપો આવારજો.
મામા ઇલાયચી જોવા કારણે, રથમાં આવે છેલજરાર જો.

અગમારીચી રથ ઉભો રખાવી છેલજરારને કહ્યું—

ઉભોરે ભાણેજ જરારીયા, તું જાને રથ મોઝારજો.
મામી બોલાવે તાહરી, મુખ જોવાને કાજજો.

ઠેબો—મામા ગત ગઇ તાહરી, તમે બોલોછો અવળી વાત જો ?
મામી તો છેલજરારની, તમારી સ્ત્રી જાત જો;

અગમારીચી મામા રથમાંથી ઉતરી ઘોડા ઉપર બેઠા. છેલજરાર રથમાં આવ્યા કે તરત મુમના દાસીની જગાએ આવી અને દાસી રથ હાંકવા બેઠી ત્યારે ઠેબો કહે છે—

જોને મામા મારા બુઢીયા, થઇ બદલી આવાર જો;
ભાભી બેઠી ભાઇ પાસમાં, રથ હાંકે ઇલાયચી નાર જો,
અવીચળ ગઢનો તું રાજવી, છે તુજને ધીક્કાર જો;
દાસીને પરણી આવીયો, ફટ ફટ થયો અવતાર જો.

અગમારીચી મામો—ચુપ રહે ઠેબા ભાણીયા, શું કહું વારંવારજો;
દાસી મુજને પરણે નહી, જુઠી ન નાંખ આળ જો.

ઠેબો—હે મામા તમારી આંખ્યો ગઈ, કાન ગયા. તેમ જીભથી જેમ તેમ બોલાય છે પણ હું ક્ષત્રીકુમાર છું અત્યાર સુધીમાં જે મેં કહ્યું અને કહીશ તે તમારે ખરૂજ માનવું.

મુમના છેલજરારને કહે છે—

કાગળ લખ્યો હતો આપને સાંભળો છેલજરારજો;
તેની ગડબડ શી થઇ, આપણા રાજ દરબારજો.

તમે ન આવ્યા પરણવા. આવ્યા જુઠા વરરાયજો
સદભાગ્યે ચેતી ગઇ, નહીતો બાળત મારી કાયજો,

છેલજરાર—તમે લખ્યો કાગળ મુજ ઉપરે જુઠું નહી લગારજો,
કર્યું કપટ તુજ બેનડી, જે કસ્તુરા નારજો.
પત્ર બનાવટી બનાવીઓ, નામ લખ્યું મગમારીચી રાયજો,
તેથી પરણવા આવીયા, તુજ બ્હેન વેરણ થાયજો.

શાબાશ ક્ષત્રાણી તુજને, છે ઉત્તમ તારા વિચારજો;
એક માબાપની દીકરી બે, તેમાં કેટલો ફેરફાર જો.

કુલટા કસ્તુરાં નીકળી, તું છે ઉત્તમ નાર જો;
બન્ને જન્મી એક પેટમાં, કેવું કરે કીરતારજો,
પરણાવી તેં દાસીને, આવી વળી સંગાથ જો,
ચઢાવી દેશે મહેલ ઉપરે, પછી મુલાકાત નહી થાય જો.
તે વીશે શું ધારીયું બોલો મુમના આ વારજો;
રોજની મુલાકાત માટે, શું કરવો વીચારજો;

મુમના—શુરવીર બહાદુર જરારજી ફીકર તજો આ વારજો
ગોઠવણ કીધી મેં ખરી મળવા માટે તૈયારજો.
રહીશું ગામની પાદરે, એકાંત મહેલ મોઝારજો;
પ્રીતેથી ત્યાં પધારજો, બહાદુર છેલજરારજો,

ઠેબાસીંહ—માંમા તમે સાંભળ્યું નહી, કાન રોકો રથ મોઝારજો;
આનંદની વાતો બંને કરે, મુમના છેલજરારજો,

મગમારીચી મામા—મામીને ભાણેજ છે, કરે હાસ્ય વિનોદની વાતજો!
તેમાં હું શાને બળે, પેટમાં અગ્નિ ઝાળજો.
ઠેબાસીંહ-મને પેટમાં બળતું નથી, હું થયો છું સજી અપારજો,
મુમના છેલનું જોડલું, જેમ શોભે સીતારામ જો.

છેલજરાર—મુમના તમે સાંભળો હવે, મુજને થઇ બહુ વારજો.
રજા આપો તમે મુજને, તો થાઉં ઘોડેસ્વારજો,

છેલ રથમાંથી ઉતરીને મામાને રથમાં બેસાડયા પોતે ઘોડેસ્વાર થઇ સ્વારીની ગોઠવણી કરવા માંડી લાઇનસર સ્વારી અવીચળગઢમાં દાખલ થઇ. નગરજનોની ઠઠ જામી.

રસ્તાઓ પર ચાલવાની જગ્યા રહી નહી દરવાજા નજીક રથ અટકયો. એટલે જે દાસી રાણી બની છે તે હાથ જોડી બુઢીઆ મગમારીચીને કેહેવા લાગી—

સ્વામી માહરા તમે સાંભળો. મારે બાધા છ માસ જો
નગ્રમાં આવું નહી, રહેવું વન મોઝાર જો.
માની હતી મેં માનતા, મળસે મૃગમારીચી સ્વામીનાથ જો,
તમારૂં મુખ જોવું નહી. રહું છ માસ એકાંત જો;
વ્રત મારૂં પુરૂ થયે, હું આવીશ તમ દરબાર જો;
ત્યારે સર્વે સુખ ભોગવો, હું તમારી નાર જો;

ઠેબાસીંહ—મામી તમને ધન્ય છે, બાધા રાખી છે બહુ સારી જો
સોધ્યો તો જડે નહી, મુજ મામા જેવો ભરથાર જો;
વૃદ્ધ વયે જુવાન બન્યા, આવ્યા રૂપેરી વાળ જો;
સેજ જોગ તમે થશો, ત્યારે તેને આવશે કાળ જો.
મામો સુસે શમશાનમાં, તમે રહેજો મહેલ મોઝાર જો;
પ્રભુ તણી ભકિત કરી, પુરો કરો અવતાર જો.

મૃગમારીચી—તેં કેમ જાણ્યું મારી ઉમર થોડી છે. જોષીએ મારૂં આયુષ્ય એકસોને પચીસ વરસનું આંકયું છે. પણ તારી મામીને રહેવા માટે આ એકડંડીઆ મહેલમાં ગોઠવણ કરી આપ, અને તેના ફરતાં સંટ્રી પેરામાં પાંચસો માણસની ગોઠવણી કરી અને તેમના ઉપર આખી રાત તારે રોન દેવી. તારી મામીનું વ્રત પુરૂ થાય ત્યાં સુધી દેખરેખ તારે રાખવાની છે.

ઠેબાસીંહ—આજ્ઞા મુજબ બધું કરૂં, ભુલ ન આવે લગારજો;
પણ અરજ મારી સાંભળો, એક ન કરૂં કામજો,
રોન દઉં આખી રાતની, મુજ મામીના મહેલ જો;
ફરતી ચોકી ગોઠવું, તે કરવું મારે સ્હેલજો.
શુરવીર બંધુ માહરો, જાશે મહેલ મોઝાર જો,
તે તમને જાહેર કરૂં, પણ પકડું નહી લગાર જો.

હે મામા ! મારા મોટા ભાઇ મુમનાના મહેલે આવશે તે વખતે તમને ખબર આપીશ.

મ્રગમારીચીએ મુમનાની ગોઠવણ કરી, દરબારગઢમાં આવી. પોતાના માણસોને યોગતા પ્રમાણે સરપાવ આપી ખુશ કર્યો.

---

## કસ્તુરાંનુ કાવતરૂ ત્રીજુ.

કસ્તુરાં—કેમ દાસી ભીખલી આપણું ધાર્યું આપણા મનમાં રહ્યું અને મામાજી પરણીને આવ્યા, મારા ધારવા પ્રમાણે મુમના બ્હેન પરણ્યા હોય એવું લાગતું નથી. કારણ કે તે ચાલાક અને ચતુર છે, માટે તેમનું કાંઇક કાવત્રું હોવું જોઇએ નહી તો તે એકાંત મહેલમાં રહેવાનું માગે છે,

દાસી—મુનના બ્હેને તો ઇલાઇચી દાસીને રાણી બનાવ્યા છે અને પોતે દાસી બનીને આવ્યાં છે.

કસ્તુરા—સ્વામીનાથ તેના મ્હેલે જવાના અને ચોક્કસ તેની સાથે પરણુવાના.

દાસી—આજ રાત્રે જાઉં મુમનાની મેડીએ ધીરજ ધરો મનમાંય જો
દાઝ મુજને અતિ ઘણી, મારૂં છેલજરારજો
કોડ વાતે મુકુ નહી એ નિશ્ચય મનમાં આણુજો.
તોજ ભીખલી નામ માહરૂં લઉ તેમના પ્રાણુ જો

હે બાઈ તમે નિરાંતે ઉંઘો હું છેલજરારને મારી પરોઢીએ આવીશ. એમ કહી હાથમાં તલવાર ઝાલી પોતાને ઘેર આવી સુઇ રહી.

છેલજરારે વિચાર કર્યો આજે એકાંત મહેલમા ગમે તે પ્રકારે જવુ એમ ધારી દાસી ભીખલીને સ્વાદીષ્ઠ એને સારી માજમની લાકડીયો બનાનવાનું રહી પોતાના મહેલે આવ્યા.

કસ્તુરાં—પધારો પ્રીતમ માહરા હું પ્રેમે લાગું પાયે જોં.
ત્રણુ દીવસથી તમે ગમે ત્યારના મને અપવાસજો.

બન્ને જણુ જમવા બેઠાં જમતાં :જમતાં કસ્તુરાં કહે છે હે સ્વામીનાથ ! મારી બ્હેન મુમનાને મારાં માબાપે વૃદ્ધ મામાને કેમ આપી હશે તેમને કાંઇ વીચાર કર્યો નહી હોય ? મને તેડાવી નહીં કંકોત્રી પણુ લખી નહી તેનું શુ કારણુ હશે !

છેલજરાર—તમારા માતા પિતાને ગમ્યું હશે તેમ કર્યું હશે હુ જાનમાં ગયો નથી એટલે મને શી ખબર.

છેલ પોતે જમીને કપડાં પપેરી પોતાની એકાંત જગામાં ગોઠ વણુ કરી હતી ત્યાં આવી સ્રીનાં કપડાં પહેરી હાથમાં થાળ ઝાલી

એકાંત મહેલ તરફ રવાના થયો પ્રેમ એવી ચીજ છે કે શુરવીરને સ્ત્રી બનાવે છે.'

## એકાંત મહેલમાં સોગટાં બાજી.

એકાંત મહેલને ફરતાં કદમ કદમના છેટે પહેરા ગોઠવી દીધો છે ચકલુ સરખું અંદર ફરકી શકે નહી તો પુરૂષ કેવી રીતે જઇ શકે ! ત્યાં આગળ એક બાઇ રૂમઝુમ કરતી ચાલી આવે છે તેને પહેરાવાળે ટાકી.

બાઇ—આજે દરબારગઢમાં ખુશાલીનુ ખાણું કર્યું હતું તેમાં લાડવા વધ્યા એટલે રાજાએ હુકમ આપ્યો આપણા એકાંત મહેલે પહેરેગીરો પહેરા ભરે છે તેમને અકેક લાડવો આપી આવો. તેથી હું આપવા આવી છું એમ કહી દરેકને અકેકો લાડવો ઝપાટાબંધ આપવા માંડયો. બધા પહેરાવાળાએ ખાધાં થોડીવારમાં ઝોકે ચઢયા થાળને ખાલી કરી એકદમ તે બાઇ મહેલમાં ગઇ (આ બાઈ નહોતી તોપણ છેલજરાર પોતે હતો.)

મુમના—પધારો સ્વામીનાથ હું આપની રાહ જોતી વીચામમાં બેઠી હતી.

છેલજરાર—હે સ્ત્રી ! જ્યાં સુધી હજારો માણસની વચ્ચે માયરૂં બંધાયું નથી જવતલ હોમાયા નથી ત્યાં સુધી સ્ત્રી પુરૂષનો સંબંધ રાખવો નહી. અને સંસાર સુખની ઇચ્છા કરવી નહી અને એવા કુકૃત્ય કરનારા માણસો સાતમી નરકના અધીકારી બને છે માટે આપણે સત્યને વળગી રહી ટેક છોડવો નહી, બાકી હસવું રમવું બોલવું એવી મારી તમને સુચના છે.

સુમના—શાબાશ ! ક્ષત્રીકુમાર તમને ધન્ય છે ! તમારા જેવા શુરવીર ક્ષત્રીઓ ટેક ન રાખે તો ધરતી રસાતાળ જાય, માટે હું તમારા મતને મળતી છું અને પતિવૃતા સ્ત્રીઓને તે પ્રમાણે વર્તવાની જરૂર છે.

સુમનાએ સોગટાં બાજી માંડી બંને જણ રમવા બેઠાં સોગટી પર સોગટી મારવા લાગ્યાં મધરાત થવા આવી. પહેરાવાળા બરોબર નીશામાં આવી ઝોકે ચઢયા. એવામાં ઠેબાસીંહ રોન મારવા ત્યાં આગળ આવ્યા અને જોયું તો પહેરાવાળા બેભાનમાં અડબડીયાં ખાય છે મહેલમાં પાસા ખખડે છે અને ધમાધમ ચાલી રહી છે આ જોઈ ઠેબાસીંહે વીચાર કર્યો કે હવે મામાને ખબર આપીને ઘેર જઇ સુખ રહેવું જેની ચોકી કરવાની હતી તે તો આવી સોગટાં બાજી બેસી રહ્યા છે. ઠેબો મામાના મહેલે આવી મામાને કહે છે.

ઉઠો ઉઠો મામા માહરા બુઢીયા
હું જોઇ આવ્યો કહું આ વારજો;
બ્હાદુર બંધુ મારો,
સોગટાબાજી રમે મામીને દરબારજો.

મામો મૃગમારીચી--સાચું ઠેબા તેં કહ્યું.
પણ વાય છે મુજને ટાઢ જો;
તેં કહ્યું મેં સાંભળ્યું;
તેનો કાલે કરશું ઉપાયજો,

ઠેબાસીંહ--મેં તો નોકરી કરી માહરી,
વળી ફરજ બજાવી આજ જો;
રોન દઇને આવીયો,
હવે જાઉં ઘર મોઝાર જો;

ઠેબો પોતાની નોકરી બજાવી ચુપ રહયો, પરોઢીયે મુમનાની રજા માગી છેલજીરાર પોતાને મહેલે આવ્યો, દરબાર ભરવાના ટાઇમે સોળસે સામંતો સહીત જઈ મામા. મૃગમારીચીને ત્રણ સલામો ભરી પોતાની જગાએ બેઠો.

રાજા મૃગમારીચી—બહાદુર છેલજીરાર આજે કયાં ઉજાગરો કરી આવ્યા છો ?

છેલજીરાર—તમે કેમ જાણ્યું. મામા.

રાજા મ્રગમારીચી—તમારી આંખ્યો લાલચોળ જેવી દેખાય છે તેથી.

છેલજીરાર—જયાતા મામીની મેડીયે.

રમ્યા ચોપાટ આખી રાત જો.
તેથી ઉજાગરો આંખમાં,
વળી દેખાય રાતીચોળ જો.

ઠેબાસીંહ—મામા શરમ નથી આવતી,
પુછતાં કચેરી મોઝાર જો,
અડધી રાતે તમને ઉઠાડીને,
વાત કરી જાહેર જો.
બંધુ જુઠું બોલે નહી,
તે જાણો છો આપજો;
છતાં ઇજત ગુમાવવવા,
સભા મધ્યે પુછો વાતજો,

દરબારી કામ પુરૂં થયે કચેરી બરખાસ્ત થઈ છેલ પોતાના મહેલે આવ્યા જમીને પોતાની એકાંત જગ્યાએ આવી એક કરન્ડીયો મંગાવ્યો અને માલણને બોલાવવા મોકલી, માલણ આવી માલણ

સાથે સંકેત કર્યો પછી દાસી બીખલીને કહ્યું, હવે તું તારી બાઇ પાસે જા, પણ તારી બાઇને તું કેવી રીતે સમજાવીશ.

બીખીદાસી—શુરવીર બંધુ મારા તરફની તમારે ફીકર રાખવી નહી તમે તમારૂં કામ સુધારો એમ કહી દાસી કસ્તુરાં પાસે આવી.

કસ્તુરાં—અરે દાસી તું આખી રાત અને અત્યાર સુધી કયાં રહી સ્વામીનાથ હમણાંજ ગયા.

બીખીદાસી—બાઇ અહીંથી હું મુમનાના મહેલે બારોબાર ગઇ, પણ મને ત્યાં આગળ રાખેલા ચોકીદારોએ પકડી કેદ કરી હતી, તે ભુખીને તરસી અત્યારે ઠેબાસીંહે મને છોડાવી.

## આંધળો કે દેખતો ફુલના કંડીયામાં છેલ.

છેલ પોતે કરંડીઆમાં બેસી ઉપર ફુલ ભર્યાં માલણે કરન્ડીયો માથે લઇ મુમનાની મેડીએ ગઇ ચોકીદારોએ માલણ જાણી જવા દીધી. પણ છેલી ચોકીમાં આંધળો ચોકીદાર હતો. તેણે માલણને ટોકી માલણે કહ્યું ફુલનો કરન્ડીયો લઇને જાઉં છું ત્યારે આંધળો બોલ્યો ફુલના કરન્ડીયાથી તારો પગ આટલો ભારે પડે નહી માટે કરન્ડીઓ ઉતારી મને બતાવ છેલે પાંચ સોનામહોરો માલણને આપી માલણે આંધળા ચોકીદારને આપી મેડીએ ગઈ કરન્ડીઓ ઉતારી માલણ પાછી વળી. બે ઘડી વાતોચીતો કરી કહેલાં દુધ પીને સોગટાં બાજી માંડી ઠેબાસીંહ રોન મારવા આવ્યા તો મહેલમાં જોયું તો બરાબર સોગટાની બહાર ઉડી રહી છે, આ જોઇ ઠેબો મામાના મહેલે આવી મામાને કહે છે—

જાગ જાગ મામા માહરા,
મામી સાથે રમે છેલજરારજો,
રંગ જામ્યો અતિ ઘણો;
ત્યાં જા લઈ તરવાર જો.

મામા અગમારીચી—સાંભળ્યું ભાણેજ માહરા,
જાહેર કરી તેં વાતજો;
ગાત્ર મારાં શીથીલ થયાં,
તેથી કેમ ચાલે મારા હાથજો.
જેવી મરજી આપની
જાહેર કર્યું મેં આજજો;
ફરજ બજાવી માહરી,
હું જાઉં છું સુવા કાજજો;

છેલજરાર પરોઢીએ માલણ આવી તેજ કરન્ડીયામાં બેસી પોતાના મકાને ઉતરી ટાઇમસર સોળસે સામંત સાથે દરબારમાં આવી મામાને તણ સલામો ભરી પોતાની જગ્યા પર બેઠો.

રાજા અગમારીચી—શુરવીર ભાણા જરારીયા,
તારી દેખાય આખો રાતી જો.
ઉજાગરો તમે કયો કયાં,
કયાં મોજ ઉડાવી રાતજો.
ઉજાગરો કર્યો આજજો,
હતો મામીની મેડીએ.
ચોપાટ રમવા કાજજો.

દીવાન—શુરવીર છેલજરારજી,
તમને ચોપાટ રમવાનું બહુ મનજો;

દરરોજ મામીની મેઠીયે,
જાઓ છો કરવા આનંદજો.
છેલજરાર—મામી તણો આગ્રહ ઘણો,
વળી રમવાના બહુ કોડજો
તેથી મહારે જાવું પડે,
કરવા ઉજાગરા રોજજો.

## જીવના જોખમે મુમનાનો મહેલ.

છેલજરાર રોજના ટાઇમે મુમનાના મહેલ તરફ નીકળ્યો મહેલની આજુબાજુ ફરતાં એક વડનું ઝાડ હતું તેનું ડાળું મહેલના જરૂખા આગળ નમેલું હતું ને તેની મુળી ચાર હાથના છેટે હતી. છેલ પોતે વડ ઉપર ચઢી ડાળે આવી ડાળાને ખુબ હલાવી મુળી ઝાલીને લટકયો પણ એક હાથનું છેટુ રહ્યું. છેલ ઝરૂખે બાજવા ફીફાં ખાય છે પણ નજર પહોંચતી નથી. એવામાં ઠેબાસીંહ આવી પહોંચ્યો મહેલમાં જોયું તો કંઈ ગડબડ માલમ પડી નહીં એ મહેલ ફરતાં ફરવા માંડયું તો ભાઇને વડને ડાળે લટકતો જોઇને વીચાર કર્યો કે ડાળું ભાગ્યું અગર મુળી તુટી તો આજે ભાઈ હતા નહોતા થઇ જવાના માટે જોઉં તો ખરો કે કેવી રીતે મેડીયે જાય છે અગર પડે તો ઝીલી લઉં એમ ધારી ઠેબો ઉભો ઉભો જોયા કરે છે પણ છેલનો કંઈ દાવ ફાવતો નથી એમ ધારી ઠેબાએ એક કાંકરો ફેંકયો તે ઝરૂખાની બારીએ વાગ્યો મુમનાએ બારી ઉઘાડીને જોયું તો છેલને લટકતા જોઇને કહ્યું.

બહાદુર સ્વામી માહરા,
મરણું એકજ વારજો;

છલંગ મારો આ તરફ,
ઝીલી લઊં કરમાંઝારજો.

મુમનાને જોઇને છેલને શુર ચઢયું એકદમ છલંગ મારી ઝરૂખે આવ્યો તરત મુમનાએ કાંડુ પકડી લીધું, છેલ મહેલમાં ગયો.

દેબાર્સાંહે પોતાના મામાને ખબર આપી ને સુવા ગયો છેલ હમેશના રીવાજ પ્રમાણે મુમનાના મહેલેથી નીકળી પોતાના મહેલે આવી સોળસેં સામંતો સહીત દરબારમાં દાખલ થયા છે તેવોજ રાજા મ્રગમારીચીએ સામંતોને હુકમ કર્યો. છેલજરારને પકડી કેદ કરો ! સોળસે સામંતો નીચું જોઇ રહ્યા પણ છેલને પકડવા કોઇ આગળ ધસ્યો નહીં, એટલે છેલજરારે કહ્યું

ધીક ધીક તમારી જાતને,
તમે થયા નીમકહરામ જો.
જલદી પકડો મુજને,
કેમ હુકમનુ કરો અપમાન જો,
આગ્ના મ્રગમારીચી રાયની,
કેમ સોંપી આવાર જો,
શું જણ્યા તમારી માયે,
એ જણતરને ધીકાર જો,
જનની જણને ભકતજન,
કાં દાતા કાં સુર,
નહીતર રહેજે વાંઝણી,
મત ગુમાવે નુર.

આજ સુધી જાગીરો પગાર ખાધા તેનું આજે તમે હરામ કર્યું ધીકાર છે તમારા ક્ષત્રીયપણાને.

ઠેબાસીંહ—ધીક મામા તમ રાજને,
થયું હુકમનું અપમાન જો,
સોળસે સામંતો સુખાં.
થયા નીમકહરામ જો,
પકડુ પલમાં છેલને,
એમાં કહણુ શું કામ જો,
વડીલ બંધુ માહરો;
તેથી ધરૂ નહી હામ જો,

મૃગમારીચી તેજ વખતે અંતઃપુરમાં ચાલ્યા ગયા, છેલ પોતાનુ કામકાજ કરી પોતાના મહેલે આવ્યા જમી એકાંત બેસી વીચાર કરવા માંડયો, રાણી કસ્તુરાંથી તો હું બચ્યો છું પણ મામાને હાથે મોત થશે માટે આજે બરાબર સજીને સુમનાની મેડીએ જવું એવો વીચાર કરી પોતે બખ્તર પેરી લીધું ને એક બખતર સુમના માટે લઇને સુમનાની મેડીએ જઇને સુમનાને કહ્યું આજે આપણે ચોપાટ રમવી નથી.

સુમના—કેમ સ્વામીનાથ.

છેલજરાર—આજે મામા આવશે અને ચોકસ આપણી ઉપર ઘા કરશે પણ આપણાથી ઘા થશે નહી માટે તમે આ બખતર પેરી લ્યો તરત સુમનાએ બખતર પેરી લીધું બંને જણ હીંડોળા ખાટ ઉપર બેસી હીંચકા ખાવા માંડયા, ઠેબાસીંહ રોન દેવા આવ્યા તો હીંચકાનો અવાજ સાંભળ્યો એટલે જાણ્યું આજે બાઇ બાજી રમતા નથી પણ હીંચકા ખાય છે પોતે મામાને આવી જાહેર કર્યું એટલે મૃગચારીચી રાજા એકદમ ઉઠી કપડાં પહેરવા માંડયા અને શણગાર સજે છે,

ઠેબે—સાંભળો મામા મગમારીચી,
 તમે પહેરો કેમ અલંકાર જો;
 નથી જવું ત્યાં પરણુવા;
 ત્યાં જોસો ઢાલ તલવાર જો,
 હથીયાર બાંધો શોભતાં.
 સાથે રાખો જમીયો કટાર જો;
 પીસતોલુ લ્યો સંગમાં,
 ભરી સાથે ચાર જો.
 હીમત રાખો મનમાં,
 ડરશો નહી લગાર જો,
 હું આવું છું સંગમાં,
 પણુ ધા મુજથી નવ થાય જો.

ઠેબો મામાને શણુગારી શુર ચઢાવી તૈયાર કરી મુમનાની મેડીયે લઇ ગયો, બન્ને મેડી ઉપર ગયા તો સામે હીંડોળા ખાટ પર છેલજરાર ને મુમના હીંચકા ખાય છે. આ જોઈ ઠેબો મામાને કહે છે.

જુવો મામા માહરા,
કેવું જોડું શોભે આવાર જો;
એક ભાભી મારી મુમના,
બીજો બંધુ છેલજરાર જો.
હીંડોળા સામી નજર કરી,
બેઠાં બન્ને જોડાજોડ જો,
હીંમત હોએ તમમાં,
તો કરો પુરા કોડ જો,

રાખી પીસતોલ શા કામની,
જોતાં ઝેર ન થાય જો,
ક્ષત્રીપણુ તમ ક્યાં ગયું,
વાપરોને હથીયાર જો,

હે મામા તમારી પરણેલી અને તમારો ભાણેજ પડખે લઇ હીંડોળા ઉપર બેઠા છે છતાં તમે શું જોઇ રહ્યા છો ! ઠેબાનું કહેવું સાંભળી મ્રગમારીચી રાજાએ પીસ્તોલનો બહાર કર્યો છેલજરારે ગોળી ઝીલી લીધી.

ઠેબાસીંહ—બસ મામા ઘણું થયું.

ખાલી ગયો તમારો ઘાય જો;
ગોલી ઝીલી સાથમાં,
મુજ બંધુ છેલજરાર જો.

તરત મ્રગમારીચીએ બીજો ઘા કર્યો તે મુમનાએ ગોળી ઝીલી લીધી એટલે ઠેબો બોલ્યો.

હદ થઇ મામા હવે,
મુકો મુમનાની આશ જો;
ગોળી ઝીલી મુજ ભાભીએ,
ઘા તુમ ખાલી જાય જો.

હે મામા હવે દરબારમાં ચાલો નહીં તો વખતે મરણ થશે કારણકે તમારા બે ઘા ખાલી ગયા. મૃગમારીચી રાજા પણ બેશુદ્ધ જેવો થઈ ગયો એટલે ઠેબાએ કાંડુ ઝાલી નીસરણી ઉતારી દરબાર-મહમાં લઇ જઇ મામીને કહ્યું.

મુજ મામે મહેનત કરી.
લડાઇ કીધી બહુ વાર જો;

ચાકરી કરો તેમની,
કરો ન ઢીલ લગારજો;
પંખાથી પવન નાંખો,
છાંટો ગુલાબ આવાર જો;
મરી જશે પલકમાં તો
રંડાશે દરબારજો.

આ પ્રમાણે મૃગમારીચીને દરબારગઢમાં મેલીને પોતાના મકાને જઇ સુઇ રહયો છેલજરાર નીયમસર મુમના પાસેથી રજા માગી પોતાના મહેલે આવ્યો. હંમેશના કરતાં દરબાર મૃગમારીચીએ વહેલો ભર્યો અને દારૂનું એક પીપ મંગાવ્યું અને સો એક ગલાસ મંગાવ્યા પછી છેલજરારને તેડવા માટે સીપાઈ મોકલ્યો. સીપાઇએ છેલજરાર પાસે આવીને કહ્યું, મહારાજા ધીરાજાએ દરબાર ભર્યો છે માટે તમને બોલાવે છે. છેલે કહ્યું હું આવું છું. છેલે વીચાર કર્યો આજે બીન ટાઇમે દરબાર ભરી મને બોલાવ્યો માટે સલામત ભર્યું પાછું આવવું મુશ્કેલ છે. તેથી દરેકને મળીને જવું જોઇએ એમ ધારી પોતાની સ્રી કસ્તુરાંને બોલાવીને કહ્યું હે પ્રીયા તારી ને મારી છેલી મુલાકાત છે. ઘડીમાં શું થશે તેની ખબર નથી.

કસ્તુરાં—સ્વામીનાથ આપ શુરવીર થઇ આવા નીરાશા ભર્યા શબ્દો કેમ કાઢો છો ! એવો તમારા માથે દુશમન કોણ જાગ્યો છે.

છેલજરાર—વ્હાલી દુશમનને પહોચી વળવા હું શક્તી ધરાવું છું ! પણ પરમાત્મા પલમાં ચહાય શો કરે છે તેની કોઇને ખબર પડતી નથી માટે મને રજા આપો.

કસ્તુરાં પાસેથી ખસીને બ્હાર આવે છે ત્યાં દાસી બીખી મળી તેને કહ્યું. બ્હેન બીખી તેં મારી તહેનાત ઉઠાવી જે સેવા કરી છે

તેનો બદલો મરાથી આપી શકાશે નથી હું દીલગીર છું અને મારી મુલાકાત આ છેલી છે કારણ કે મામાએ આજે કયા ટાઇમે દરબાર ભરી મને બોલાવ્યો છે તેનું પરીણામ માઠું આવશે, આ સાંભળી દાસી બીખી કહે છે.

બહાદુર બંધુ તમે શું બોલો છો.
કરનાર છે કીરતાર જો;
વીકટ કામ જો ત્યાં પડે તો,
હું છું લડવા તૈયાર જો,
ઉલંઘન કરશો નહી આગ્ના,
મામા તણી કોઇ વાર જો;
ક્ષત્રી ટેક તજશો નહી,
સાચવશો આ વાર જો,
રક્ષણ કરશે આપનું,
જગ તારણ હારજો;
મેં ફરજ બજાવી માહરી,
તેમાં શું કરવો ઉપકાર જો.

હે બંધુ મેં તમારી સેવા કરી છે તે બદલો લેવા માટે નહી પણ મેં મારી ફરજ બજાવી છે અને હું પરમાત્માને અરજ કરૂં છું કે તમારી રક્ષા કરી સહાયતા આપે.

છેલ દાસી પાસેથી નીકળી પોતાની માતુશ્રી પાસે આવી બે હાથ જોડી પગે લાગી કહ્યું. માજી મારા છેલ્લા પ્રણામ છે પરમાત્મા તમારાં દર્શન કરાવશે ત્યારે કરીશ.

માતુશ્રી—પુત્ર માહરા તમે શું વદો,
કુળ દીપક છો આપનો;

કષ્ટ એવું શું આવ્યું,
તમે કરો મુજને વાત જો.

છેલજરાર—માજી મુજને ખબર નહી.
ગડબડ છે દરબાર જો;
પલમાં પ્રભુ ચાહાય સો કરે,
રાખણહાર કીરતારજો.

છેલજરાર દરેકની મુલાકાત લઇ દરબારમાં ગયા મામાને મણુ સલામ ભરી પોતાની બેઠક ઉપર બેસવા જાય છે તેવોજ મામા મ્રગમારીચીએ દારૂનો પ્યાલો ભર્યો છેલજરારને કહ્યું ભાણા લે.

છેલજરાર—મામા મારી આટલી ઉમર થઇ તેમાં મેં તેનો સ્પર્શ કર્યો નથી તો પીવાની વાત બાજુ ઉપર રહી.

રાજા મ્રગમારીચી—મારા હુકમનું અપમાન.

વરત છેલજરારે પ્યાલો હાથમાં લઇ પી ગયો અને તરત દીવાને ધર્યો ને મૃગમારીચીએ હુકમ કર્યો આવી રીતે એક પછી એક દારૂના પ્યાલા ધરતા ગયા. રાજા મૃગમારીચી હુકમ કરતા ગયા તેમ છેલ પીતા ગયા, જ્યારે હદ ઉપરાંત દારૂ પીવાણો એટલે છેલ બેશુદ્ધ થઇ ભોંયપર પડયો નાના ભાઇ ઠેબાસીહની આંખ ફાટી લોહી ઉકળ્યું એકદમ ઉભો થઇ રાજા મૃગમારીચીને કહ્યું હે મામા સીંહને કપટથી કબજે કર્યો. આવો વીચાર એક રાંડીરાંડ ન કરે ! તે તમે કર્યો તો તમારી બુદ્ધિને ધીક્કાર છે. આ ઘડી વડીલ બંધુ આજ્ઞા આપે તો બતાવી આપુ કે સીંહને કેમ સપડાવાય છે.

ઠેબાનું બોલવું સાંભળી છેલ બેશુદ્ધ છે, છતાં ઠેબાસીંહને કહ્યું ભાઇ મામા સામે હાથ ઉગામાય નહી અને ઉગામીએ તો હુકમનો અનાદર કર્યો કહેવાય અને આપણા ક્ષત્રીવટને ખોળ લાગે આવી

રીતે લથડતા અવાજે ઠેબાજીએ અટકાવ્યો. અગમારીચીએ છેલને ખાટલા માં નંખાવી હુકમ કર્યો કે પાદરમાં લઇ જઇ ગરદન મારો, આ વાત આખા નગરમાં પવન વેગે પહોંચી વળી નગરજનોમાં હાહાકાર વરતી રહયો સૌ જન અગમારીચીને ધીક્કારવા લાગ્યા.

ખાટલો ઉપડાવ્યો ઠેબો ખાટલા પાછળ ચાલે છે, તેવામાં માતુશ્રીનું મકાનુ આવ્યું ઠેબાએ ખાટલો ઉતરાવી માતુશ્રીને બોલાવ્યા, છેલજરારની સ્થીતી જોઇ પોતાના ભાઇ અગમારીચીને કહ્યું. આને તારૂં શું નુકસાન કર્યું છે ? કે તું ગરદન મારવા લઇ જાય છે.

અગમારીચી—બ્હેન ભાણુએ મારૂં કાંઇ નુકશાન કર્યું નથી પણ મને કલેજાનો એવો આઘાત પહોંચાડયો છે તે મારી રગેરગમાં સાલે છે તે મટાડવા માટે હું ગરદન મરાવું છું.

છેલની મા—પ્રથમ અહીં મને મારીને પછી એને ગરદન માર.

અગમારીચી—બ્હેન ખરી ક્ષત્રાણીયોને રાજખટપટમાં પડવાની જરૂર નથી કારણ કે દીકરો બાપને મારે અને બાપ દીકરાને મારે.

તરત ખાટલો ઉપડાવ્યો એવામાં દાસી ભીખને ખબર પડી એટલે એકદમ મહેલમાંથી તરવાર લઇ જેમ બકરાંના ટોળામા સીંહ કુદી પડે તેવી રીતે એકદમ હજારો માણસની મેદનીમાં પડી ખાટલા આગળ આવી બોલી હે બંધુ છેલજરાર મને આજ્ઞા આપ. રાજા અગમારીચી અને બીજા તમામને અહીં પુરા કરૂં. ભીખીનો સીદ સાંભળી છેલજરારે કહ્યું બ્હેન ! ભીખી શાન્ત થા ! શાન્ત થા ! તેવું કરવાની જરૂર નથી આપણા કુળને એબ લાગે.

લખ્યું હશે જે ભવિષ્યમાં,
થવાનું હોય તે થાય જો;
જીવ જશે આજ્ઞા લોપું નહી,

જાલે મરણુ સારૂં થાય જો.

ખાટલો ગામની પાદરે આવ્યો નીચે ઉતાર્યો.

મૃગમારીથી—છેલજરાર પ્રભુ પ્રાર્થના કરી લે હવે તારો કાળ આવી પહોંચ્યો છે.

ઠેબો ત્યાંથી ખસી મુમના મહેલે આવી મુમનાને કહ્યું.

સાંભળ ભાભી મુમના,
શું બેઠી મહેલ મોજાર જો;
ઝરૂખે આવી નજર કરો,
છુરા હાથે મરે છેલજરાર જો.

મુમના તરત મેડીયેથી નીચે ઉતરી ખાટલા પાસે આવે છે તે પહેલાં છેલજરારને યમદ્વાર પહોંચાડી દીધો મુમનાને સુર ચઢ્યું મુખમાં અગ્નિ વરસવા લાગ્યો, ખાટલા આગળથી તમામ માણસો ખસી ગયા મુમનાએ સુર્ય નારાયણની સ્તુતી કરી શબને ખોળામાં લઇ બેઠી ને અગ્નિ પ્રગટયો જોત જોતામાં બન્ને બળી ખાખ થઇ ગયા. ઠેબો મામા મૃગમારીચીને કહે છે. હે મામા જે માટે તેં છેલજરારને માર્યો તે તેની સાથે બળીને સતી થઇ તો તું તેની સાથે બળી સતો થા ફટ ભુંડા તારા ક્ષત્રીપણાને ધીક્કાર છે.

( છેલજરારના મરણથી તેની સ્ત્રી કસ્તુરા અને રાજા મૃગમારીચી ફક્ત બે જણ ખુશી હતાં. )

તે સીવાય આખા નગરમાં સાંજના કોઇએ વાળુ કર્યાં નહી રોકકળ થઇ રહી. દેવમંદીરોમાં દીવા આરતી પણ થઇ નહીં. જે જગાએ છેલજરાર અને મુમના બળી ખાખ થયા, તેના સામે શંકરનું દેવળ હતું, તેમાં પારવતીએ શંકરને કહ્યું કે ! ભોળા શંભુ ! રાજાએ જુલમ કર્યો. સત્યવાદી અને શુરા ક્ષત્રી કે તમે બાર વરસનું તપ

બીબડીના મોહમા ત્યાગ કર્યું. અને આ હમેશાં સોગટાં બાજી એ-કાંતમાં ખેલતા છતાં પોતાનો ટેક સાચવ્યો અને સ્ત્રી પણ તેની પાછળ સતી થઇ માટે આશ્ચાભર્યું જોડું બળી ભસ્મ થયું અને આખા નગરમાં અત્યારે અન્ન જળનો ત્યાગ કરી કલ્પાંત કરી રહ્યું છે માટે આપ મંત્રના બળથી જોડું સજીવન કરો એટલી મારી વીનતી છે-

શંકર—પ્રિયા તમારી મરજી એમને સજીવન કરવાની હોય તો તમે જઇ તેમની રાખની બે ઢગલીઓ કરો હું આવી તેમને સજીવન કરૂં છું.

પારવતીજી શંકર પાસેથી ઉઠી ત્યાં આવી બે ઢગલીઓ કરી શંકરે મંત્ર ભણી પાણી છાંટયું બન્ને સજીવન થયા શંકર પારવતી અદૃશ્ય થયાં છેલજરાર અને મુમના બન્ને નગ્ન વેષે નગરમાં દાખલ થયાં

બીખી દાસી છેલજરારનો વીયોગ સહન ન થવાથી તેજ જગાએ આપઘાત કરવો એ ઇરાદાથી હાથમાં તરવાર લઇ તે જાય છે અડધે ગઇ ત્યાં તો સામે નગ્નરૂપે છેલજરાર અને મુમનાને જોઇ ઉભી રહી વિચાર કર્યો બન્ને અવગતીયા થયા લાગે છે ( લોકો કહે છે જે માણસો આપઘાત કરી અને અગ્નાનકથી મરણ પામે તે માણસો અવગતીયા થાય છે તે વાત આજે મારા જોવામાં આવી ) પોતે ખચ્ચાણી એક ડગલું આગળ વધી શકી નહી અને શરીર કંપવા લાગ્યું નગ્ન જોડું નજીક આવ્યું એટલે બીખી બોલી, કોણ બંધુ છેલજરાર ! હા બ્હેન બીખી, અમે નગ્ન છીએ માટે પહેરવાનું આપો. બીખી તલવાર નીચે મુકી બે હાથ જોડી કહે બંધુ અહીં ઉભા રહો, હું માલણીના મકાનેથી વસ્ત્ર લાવું એમ કહી તરત છેલજરારની માનું મકાન પાસે હતું તે ઉઘડાવી વધામણી આપી.

કપડાં લાવી પહેરાવી માતુશ્રીના મકાને લાવી છેલ માતુશ્રીને પગે લાગ્યો માતુશ્રી ભેટી પડી હર્ષના આસુ આવ્યા-

ઠેબાસીંહ શેન મારવા નીકળ્યા છે અને પોતે એવો વીચાર કર્યો છે કે દી ઉગતાં ભાઈનુ ઝેહેર જરૂર લેવુ આવા વીચારમાં ઉદાસી ચહેરે માતુશ્રીના મકાન આગળ આવ્યાં ત્યાં ગડબડ સાંભળી સાદ પાડયો બીબીએ આવી મકાન ઉઘાડી છેલજરારની વધામણી આપી ઠેબો હાથ જોડી બોલ્યો બંધુ માયાવી કે ખરૂ સ્વરૂપ ? છેલજરારે બનેલી હકીકત કહી સંભળાવી ઠેબાએ કહ્યુ ભાઈ તમો તથા માતુશ્રી એકાંત મહેલે જાઓ અને હુ લગ્નની તમામ ગોઠવણ કરૂં છું બ્રાહ્મણ હસ્તક લગન વીધીથી સતી મુમનાનુ પાણી ગ્રહણ કરો એવી મારી મરજી છે

છેલજરાર—ભલે તમારી મરજી છે તો હુ ના કહેતો નથી પણ એક દીવસમાં તમામ સામગ્રી ભેળી થઇ શકશે નહી,

ઠેબાસીંહ—હે બંધુ એક દીવસમાં નહી પણ એક કલાકમાં તમામ ગોઠવણ કરીશ એમ કહી ત્યાંથી નીકળી દરેક માણુસોને મળી ત્યાં આગળ જે જે ગોઠવણ કરવાની હતી તેનો બંદોબસ્ત કર્યો. આખા નગરમાં ડાંડી પીટાવી નગરજનો છેલજરાર અને સતિ મુમનાના દર્શન કરવા ટોળેટોળાં આવવા લાગ્યાં. ઠેબો મામાને મહેલે જાઇ મામાને કહ્યું હે બુઢા મામા મારા ભાઇ છેલજરાર પરણે છે માટે મોસાળુ લઇને પધારો.

રાજા મગમારીચી—હજુ તારી મશ્કરી અને વાચાળ શકિત ન ગઇ.

ઠેબાસીંહ--મામા મારો ભાઇ છેલજરાર અને સતિ મુમનાને શંકર પારવતીએ સજીવન કર્યાં છે એકાંત મહેલમાં લગ્ન થાય છે.

હું જુઠું બોલતો નથી નહી આવો તો પસ્તાશો ( સજીવન થયાં તે હકીકત ફેહી સંભળાવી ).

ઠેબો ત્યાંથી વીદાય થયો અહીં તમામ સામગ્રી તૈયાર થઇ ગઇ ગોર મહારાજ આવ્યા સારા સારા ગ્રહસ્થો ભેગા થયા. મૃગમારીચી રાજા મોસાળુ લઇને આવ્યા. જોશીએ હસ્ત મેળાપ કરાવી માંયરામાં બેસાડયા.

---

## કસ્તુરાંનું ખુન.

---

### પતિને મારવા જતાં પોતાનું ખુન.

અરેરે દાસી ગઇ, નાની બ્હેન વેરણ થઈ, મારી કપટ ક્રિયા હવે ઉઘાડી પાડશે, શંકર પારવતીને મારી દયા આવે ખેર વીચાર કરતાં પરણી ઉતરશે. પોતે પુરૂષનો પોશાક પહેરી અરબી ઘોડા ઉપર સ્વાર થઇ કમરે તલવાર લટકાવી છુપા વેષે છેલજરાર પરણે છે ત્યાં આવી પહોંચી ( વાંચનાર ગૃહસ્થો વીચાર કરો, એક શુરવીર માણસની આવી હીંમત ચાલે નહી તેવી હીંમત આ કસ્તુરાંએ કરી, છેલજરાર અને સતિ સુમનાના હસ્ત મેળાપમાં હજારો માણસોની મેદનીમાં, છેલજરારનું માથું કાપવા આવી છે. ઘોડાએ ખુખારો કર્યો ભીખી દાસીયે પાછુ વાળી જોયું તરત ઓળખી ઠેબાને કહ્યું ઠેબાભાઇ આ મેમાન ઘોડાપર ચઢીને આવ્યો છે તેમને એકાંતમાં લઇ જઇ ઉતારો આપો આ મેમાનથી બંધુ છેલજરારને દુખ ઘણું ભોગવવું પડયું છે. માટે અહિંથી લઇ જાઓ નહી તો કંઇક વિધન કરશે ઠેબો તરત સભામાંથી ઉઠી ઘોડાની લગામ ઝાલી ઉભો રાખ્યો કસ્તુરાં નીચે ઉતરી

ઘોડાને બાંધ્યા પછી ઠેબાએ પુછયું આપ કયાંકે રહેને વાલેહો ? ૧ એ

૧ આપકા નામક.

મેમાન—મેં દીલ્હીકા રહેને વાલા હું મેરા નામ કસ્તુરમલ હે.

ઠેબાસીંહ - ઇધર આનેકા સબબ ?

મેમાન—ઝેલજરારકી સાદી હોતી હે સો દેખનેકે વાસ્તે આયા હું.

ઠેબાસીંહ—આપકી બોલીમેં મેરેકુ ભેદ માલુમ પડતા હે.

મેમાન—ભેદ રખનેકી જરૂર નહિ હે આપકી મરજી હોવે તો હમ ચલા જાવે.

ઠેબાસીંહે તરત કાંડુ પકડીને કહ્યું આપ મર્દ નહિ. સચ બોલો એસા કપટ કરકે ઇધર આનેકી કયા જરૂર હે ?

મેમાન—મેં કસમ ખાકે કહેતા હું જુટ બોલનેકી જરૂર નહી હે મગર આપકુ વ્હેમ લાગતા હો તો તપાસ કરલો.

ઠેબાને વધારે શક પડતો ગયો તેમ કસ્તુરાં ગભરાતી ગઇ તરત ઠેબાએ માથાની પાઘડી ઉપાડી તો પાંથી પાડેલી સેથો પુરેલો વાળનો અંબોડો ગુંથેલો અને ફકત ઠેબાએ એકજ વખત જોયેલી છતાં એકદમ બોલી ઉઠયો કોણ ? ભાની કસ્તુરાં વાહ સુર્યસીંહની કુંવરી તમને ધન્ય છે ! વેષ બરોબર ભજગ્યો દેખાય છે. મુમનાનું લાકડે માકડુ વળગારનાર તમેજ હશો એમ ખાત્રી થાય છે. તુંજ મારા બંધુને કાટમાં નાંખી અંત લાવી હતી. હે કુલટા કસ્તુરા હવે પરમાત્માનું સ્મરણ કરી લે મારા માથે ત્હારૂં મોત લખેલું છે.

કસ્તુરાં—દીયરજી તમારા બંધુને આઠેક દીવસથી મેં જોયા નહોતા ને ત્યાર પછી મરણની વાત સાંભળી અને પાછા સજીવન થયાં એટલે તેમના મુખારવીંદનાં દર્શન કરવાની ઉત્કંઠાથી આ પુરૂષ

વેશ લેવો પડયો છે, તમે જે હકીકતો કહી તેમાંનું કાંઈપણ મેં કર્યું નથી છતાં તમો આરોપ મુકી શા માટે સ્ત્રીહત્યા લ્યો છો.

ઠેબાસીંહ—વાહ! મારા ઉપર પ્રિતી ધરાવનાર તમને મેં જોઇ લીધાં રાજરીત પ્રમાણે દાસી સાથે આવતાં તમને શરમ આવતી હશે માટેજ તમે પુરૂષના વેશમાં આવ્યા હશો. શાબાશ છે તમને અને તમારા ક્ષત્રીવટને! તમારી કપટજાળ મારી સામે પાથરી શકાશે નહિ ને તમારા જેવી દુરાચરણીને તો આ શકિતથી પુથ્વી ઉપરનો ભાર ઓછો કરવામાંજ હું સત્ય માનું છું, તરત તરવારથી માથું ઉડાવી દીધું ને ત્યાં ખાડો ખોદી જમીનમાં દાટી લગન મંડપમાં આવ્યો.

દાસી ભીખી—ભાઇરે ઠેબા મારા સાંભળો.
તમે શું કરી આવ્યા કામજો,
મ્હેમાનનો ઉતારો કયાં કર્યો,
રાખજો બરોબર ધ્યાનજો.
ઠેબાસિંહ—છાની રહે દાસી ભીખલી.
કરતી હેરતી હોય તે કરને કામજો;
આવ્યા મુસાફર આ સમે,
તેમને ઉતાર્યા જમપુરી માંયજો.
દાસી ભીખી—અઘટીત કામ તમે કર્યું,
ન કર્યો કાંઇ વીચારજો;
ક્ષત્રી તમે આ સમે,
કેમ લીધી સ્ત્રી હત્યાયજો.
કોલજરાર—શાબાશ ભાઇ તમે સારૂ કર્યું.
મને થયો હર્ષ અપારજો;

વચન બંધન થયો હતો,
તેથી બન્યો લાચારજો.
ભીખી નહોતી માનતી,
ન આપ્યું પાછું વચનજો:
તેથી ફાવી અતી ઘણી,
કાઢવા મારૂં નીકંદન જો.
શાબાશ બંધુ તુજને,
તુજ ઉપર કર્યો ઉપકારજો,
શું ઇનામ દઉં તુજને.
તે ઉતમ કર્યો વીચારજો,

બ્હેન ભીખી અત્યાર સુધી તું હર્ષમાં હતી અને એકાંએક ઉદાસી કેમ બની અને શા વીચારમાં પડી છું. ?

ભીખી--ભાઇ મને અતિ હર્ષ છે.

નથી કાંય વીચારજો,
સોબતમાં બાઇ માહરી,
ગઇ કસ્તુરાં નારજો.
હતી પાપી તે ઘણી,
કુડાં કૃત્ય કરનાર જો.
તેથી દીલગીરી મુજને,
મુજ સાથે રહેનારજો,

છેલજરાર-શાબાશ ભીખી તુજને.

ઉતમ તારા વીચાર જો,
હલકી જાત છે તાહરી,
પણ ખાનદાનીનો નહિ પાર જો.

છેલજરાર અને સતિ સુમના પરણી ઉઠયા પ્રજાજનોએ હર્ષની

જાનીથી વધાવી લીધા મામા મામીને પગે લાગી આશીશ માગી.

જોડું સાથે—અમે બાળક આપના.

સતિ મુમના છેલજરાર જો,
આશિશ આપો રદયથી,
સુખી રાખે કીરતાર જો.

હજુ સુધી ભુલ્યાં નથી,
કદાચ ભુલ્યા અમે જો,
માફી આપો આ સમે,
રહિયે કુશળ ક્ષેમ જો.

ભાટ બ્રાહ્મણો ગરીબ ગરબાને છેલે દાન આપી સર્વ ખુશી કર્યા.

છેલજરારે કાગળ લખી પોતાના સાસરે કીલ્લેગઢ સાંઢણી સાથે એપીઓ મોકલ્યો.

રાજા મૃગમારીચીએ બીજે દીવસે મોટો દરબાર ભર્યો તેમાં છેલજરાર નીયમ પ્રમાણે સોળહજાર સામંતો સહિત આવી ત્રણ સલામો ભરી પોતાની જગાએ બેઠો. રાજા મ્રગમારીચીએ વરખાશન ખાનાર જોશીઓને ઉભા કરીને પુછ્યું અને ભાણેજને માર્યાનું પ્રાયચીત લાગ્યું છે તે કેવી રીતે નિવારણ થાય તે તમે શાસ્ત્ર તપાસીને કહો.

જોશીઓ—મહારાજાધિરાજ એ પ્રાયશ્ચીત કોઇ રીતે નીવારણ થઇ શકતું નથી. ભાણેજની હત્યા સાત અવતાર સુધી ભોગવવી પડે છે પણ અમે બ્રહ્મ વચનોથી કહીએ છીએ કે તમારી વૃદ્ધઅવસ્થા થઇ છે હવે પુત્રની આશા નથી તો તમે છેલજરારને રાજ્યભિષેક કરાવી રાણીઓ સહિત વનમાં જઇ તપ કરી બાકીનું આયુષ્ય પુર્ણું કરો તો પ્રાયચીતનો કંઇક ભાગ ઓછો થાય.

રાજા મ્રગમારીચી—રાજ્યાભિષેકનું મહુર્ત આપો.

જોશીઓ—આજથી આઠમે અખાત્રીજ આવે છે સહતો તે

પહોરે રાજ્યભિષેક થાય તો સારૂ કારણ કે તે દીવસ ચોખ્ખો છે; રાજ્યનો ઉદય થાય રાજ્ય કરનાર અને પ્રજા તે બન્ને સુખી થાય અને આપની સદગતી થાય એવો જોગ છે.

અગમારીચીએ તે દીવસ નકી કરી દરબાર બરખાસ્ત કર્યો અને રાજ્યાભિષેકની રચનાઓ થવા લાગી કિલ્લેગઢથી સુર્યસીંહ કુટુંબ સહિત આવી છેલજરાર અને સતી મુમનાને મળ્યા મુમનાએ તમામ કસ્તુરાંના કાવત્રાંની હકીકત કહી સંભળાવી એક તરફ હર્ષ અને બીજી તરફ શોક થયો પણ પોતાનું બાળક નીચ કૃત્ય કરી માતા પીતાને એબ લગાડે તેના કરતાં મરણ પામે તે ઉત્તમ છે. અખાત્રિજના દિવસ શુભ ઘડી અને લાભ ચોઘડિયામાં રાજા અગમારીચીએ રાજ્ય તિલક કરી છેલજરારને રાજ્યભીશેક કર્યો. બંદીજનોને છુટા કર્યા રાજ્યવ્યવસ્થાની યોગ્ય સલાહ આપી રાણી સહિત વનમાં જઈ તપ કરી દેહનો ત્યાગ કર્યો.

સુર્યસીંહ રાજાએ મુમનાને કરીયાવર આપી રજા માગી પોતાની રાજધાની કીલ્લેગઢ આવ્યા.

દાસી ભીખાને ઇનામમાં પાંચ ગામ આપ્યા.

નેક ન્યાયી અને અદલ ઇન્સાફથી રાજ ચલાવવા માંડયું. ચોર, લુટારા, ઠગારા ફાંસીયા, ફેલખોરોને શોધી શોધી પોતાના રાજમાંથી નાશ કરવા માંડયા અને રામરાજ માફક પ્રજા પાળવા માંડી શુરવીરના કુંવર શુરવીર પાકે છે છેલજરાર અને સતી મુમના ઇન્દ્રના જેવો વૈભવ ભોગવે છે તેને રત્નસીંહ નામે એક કુંવર થયો તેના પ્રાક્રમ આગળ ઉપર વાંચનાર ગ્રહસ્થને માટે રજુ કરવામાં આવશે.

**સમાપ્ત.**

ચાલુ જમાનામાં ઘરગથ્થુ ઉપયોગ માટે હમેશાં કામ લાગે તેવી વિદ્યાઓનો સંગ્રહ

# સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક

અથવા

## અદ્દભુત વિદ્યાઓનો મહાસાગર

ચૌદ વિદ્યા અને ચોસઠ કળાનો ઉપયોગ પ્રાચીન કાળમાં જેટલો જાણીતો હતો તેટલો હાલમાં રહ્યો નથી, કારણ કે તે વિદ્યાઓનું જ્ઞાન હાલના જમાનામાં ઘણું ઓછું થઇ ગયું છે. અનેક અદ્દભુત વિદ્યાઓ અત્યારે પણ આપણા દેશમાં રહેલી છે અને તે થોડાઓ જ જાણે છે. એ વિદ્યાઓ સર્વ કોઇ સહેલાઇથી શીખી તથા સમજી શકે અને ઘેર બેઠા તેનો ઉપયોગ કરી અનેક પ્રકારના ઐહિક આમુષ્મિક લાભ મેળવે તેટલા માટે અનેક પ્રાચીન અર્વાચીન ગ્રંથોનું સંશોધન કરીને અને તે વિદ્યાઓ જાણનારા મહાત્માઓ પાસેથી મેળવીને આ ગ્રંથ તૈયાર કર્યો છે. વળી એકલા લખાણથી નહિ સમજી શકનારાઓને માટે જરૂર પૂરતાં ચિત્રો પણ તેમાં આપ્યાં છે જેથી પોતાની મેળેજ વાંચી સમજીને ઉપયોગમાં લઇ શકાય તેવા પ્રયોગોને કારણે આ ગ્રંથ સૌએ પોતાની પાસે રાખવા જેટલો મુલ્યવાન બન્યો છે.

પહેલા ખંડમાં માનસ વિદ્યા અથવા મેંટલ સાયન્સ છે. મનુષ્યના શરીરમા ત્વચા. આંખ, કાન, નાક અને જીભ એ પાંચ ઇંદ્રિયોની શકિત કેટલી છે, તે કેમ કેળવાય છે. કેળવવાંથી તે કેવાં અદ્દભુત કામો કરી શકે છે. નિરીક્ષણ, અવધાનશકિત સ્મરણ

શક્તિ, કલ્પનાશક્તિ, વિચારશક્તિ. વિકારો અને સંકલ્પશક્તિ કેમ ખીલે છે અને ઉપયોગમાં આવે છે તેની ભરપુર માહિતી આપી છે.

**બીજા ખંડમાં માનુષ્યની આકર્ષણશક્તિ અથવા પર્સનલ મેગ્નેટિઝમની** મીમાંસા છે. એક માણસ બીજાનું આકર્ષણ કેવી રીતે કરી શકે, કેમ તેને વશ કરી શકે, તેની ઇંદ્રિયો ઉપર પોતે કેવી રીતે કાબુ મેળવે. આકર્ષક શક્તિ વધારવાના કેવા પ્રયોગો કરવા પોતાની ઇચ્છા મુજબજ બીજાઓને વર્તવાની કેમ ફરજ પાડવી ઇત્યાદિ વિષયો ચિત્રો સાથે સમજાવ્યા છે.

**ત્રીજા ખંડમાં મસ્તકવિદ્યા અથવા ફ્રેનોલોજીની સચિત્ર** માહિતી છે. એક માણસના માથા ઉપર હાથ ફેરવીને તેની બધી શક્તિઓને ઓળખી લેવાની કળા જાણવા માટે આ વિદ્યા ઉપયોગી છે અને શીખનાર મસ્તકશાસ્ત્રી બની અનેક પ્રયોગો કરી લોકોને અજાયબીમાં નાંખી શકે છે.

**ચોથા ખંડમાં મેન્ટલ ટેલીપથી અથવા માનસ સંદેશવિદ્યાની** ચિત્રો સાથે સમજુતી આપી છે. દૂર રહેલા બે મિત્રો વચ્ચે માનસિક સંદેશા કેમ ચલાવવા, કેવી રીતે એ શક્તિ ખીલવવી, બીજાના વિચારો કેવી રીતે પારખી કાઢવા અને વાંચવા (થોટરીડીંગ), મરણ વશીકરણ અને ઉચ્ચાટન વિદ્યાઓનું રહસ્ય શું છે વગેરે વિષયો તેમાં વિસ્તારથી આપેલા છે.

**પાંચમા ખંડમાં મોહિનીવિદ્યા અથવા મેસ્મેરીઝમ અને હીપ્નોટીઝમનું** શિક્ષણ આપેલું છે અને તેમાં પણ સમજુતી માટે પુષ્કળ ચિત્રો આપેલાં છે. સામા માણસને મેસ્મેરીઝમવડે કેમ ઉંઘાડી

કેવો તેની પાસેથી પોતાની ઇચ્છા મુજબ કામ લેવું; તેની દ્વારા તરેહતરેહના પ્રયોગો કરાવવા, રોગો મટાડવાને મેસમેરીઝમના પ્રયોગો કેવી રીતે કરવા વગેરે માહિતીનો વિશાળ તેમા છે.

છઠ્ઠા ખંડમાં પ્રેતવાહન વિદ્યા આપી છે અને તેમાં ભૂત-પ્રેત એટલે શું ? ભુતો કયારે આપણી આજ્ઞામાં રહીને કામ કરે ? તેમને કેમ બોલાવવાં ? ભૂતો અને મંત્રોનો સંબંધ કેવો છે ! મેલાં ભુતોના પાશામાંથી કેમ છુટવું ? પ્રેતવાહન કરનારા ઠગારા ભુઆને કેમ પકડવા ? પ્રેતવાહનની શક્તિ કેમ પ્રાપ્ત કરવી અને ખીલવવી વગેરે માહિતી ભૂત-પ્રેતના ફોટોગ્રાફો સાથે આપી છે.

સાતમાં ખંડમાં ત્રિકાળદર્શન વિદ્યા છે. ત્રિકાળદર્શી વીંટી આયના બનાવવાની રીત, વિચારશક્તિ માર્ફતે ત્રણે કાળનું જ્ઞાન મેળવવાની વિદ્યા, ઇત્યાદિ વિધિ સાથે આપેલું છે.

આઠમા ખંડમાં મંત્ર વિદ્યા છે. એટલે શું ? હાલના કાળમાં મંત્ર સાચો પડે કે નહિ ? મંત્ર સાચો પાડવા માટે કેમ વર્તવું ? તેનો વિધિ શો ? પ્રયોગો કેમ કરવા ? સાવચેતી કેટલી રાખવી ? એ માહીતિની સાથે અનેક પ્રકારની મનઃકામના સિદ્ધ કરવા માટેનો મંત્રોનો મહાસાગર તેમાં છે.

નવમા ખંડમાં યંત્ર વિદ્યા છે. અનેક પ્રકારના રોગો મટાડવા, આવતી ચિંતાઓ, ટુચકા, વ્યાધિઓ અટકાવવા જુદા જુદા શાસ્ત્રસિદ્ધ યંત્રોનો સંગ્રહ.

દસમા ખંડમાં તંત્ર વિદ્યા છે. તંત્ર વિદ્યાના ચમત્કારો આપણા દેશમાં જાણીતા છે, તંત્ર શાસ્ત્રીના જુદા જુદા પ્રયોગો પ્રાપ્ત કરી તેના ઉપયોગ માટેનો વિધિ સાથેનો સંગ્રહ.

**અગીઆરમાં ખંડમાં સ્વપ્ન વિદ્યા** છે. જુદાજુદા સ્વપ્નમાં જે કાંઇ દેખાવ જોવામાં આવે છે તેની પાછળ કાંઇ કાંઇ રહસ્ય રહેલું હોય છે. આ રહસ્ય શું છે તે આ ખંડમાં સ્વપ્નમાં દેખાતી દરેક વસ્તુના નામ સાથે આપવામાં આવ્યું છે.

**બારમા ખંડમાં શકુન વિદ્યા** છે. આ શકુન વિદ્યા અદ્ભુત છે. શકુન વહેમ છે કે ખરાં છે અને તે કયારે ખરાં નીવડે, અનિષ્ટ ટાળવાને માઠાં શકુનનું નિરવાણ શું, સારાં શકુનનો વિધી શું? પશુ પક્ષીની બોલી શકુનરૂપ કયારે નીવડે તે માહિતી મેળવીને સહેલાઇથી શકુનશાસ્ત્રી બની શકાય છે.

**તેરમાં ખંડમાં કોકશાસ્ત્ર અથવા કામ વિદ્યા** નિરૂપણ છે સ્ત્રી પુરૂષો અને તેમના ગુપ્ત અવયવો સંબંધી માહિતી, આસનોની ઓળખાણ તથા ઉપયોગ, શકિત વધારવાના અને બીજા ગુહ્ય પ્રયોગોની સમજણ ઇત્યાદિ ખરેખરી માહિતી અનેક સાચા નીવડેલા પ્રાચીન ગ્રંથોને આધારે આપી છે, પ્રયોગો દરેક માણસ સહેલાઇથી સમજીને કરી શકે તેવાજ આપ્યા છે.

તે ઉપરાંત હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા, અને બીજી નાની મોટી માહિતીનો વિશાળ ભંડાર જરૂર પડે તેટલાં ચિત્રો સાથે આપેલાં છે. આવો ખરેખરી માહિતીવાળો ગ્રંથ ગુજરાતીમાં હજુ બહાર પડયો નથી. પુસ્તકનું કદ ૪૦૦ પૃષ્ટને આશરે થશે. મૂલ્ય માત્ર રૂ. ૫ રાખેલું છે.

રૂતુશ્રાવમાં ઉત્પન્ન થતી અડચણો, રૂતુશ્રાવમાં અટકી જવું, ધાતુક્ષય, ગર્ભસ્થાનનું ખસી પડવું, હિસ્તિરિયા અથવા ચિત્તભ્રમ, સ્ત્રીના ઉત્પતિ અવયવ, હસ્તદોષ કિંવા હસ્ત મૈથુન, અતિ વિહાર, વીર્યશ્રાવ પ્રમેહ વંધ્યદોષ અથવા વાંઝીયાપણું, ઉપદંશ અથવા ચાંદી, મુત્રરોગ, બહુ મુત્ર, મૂત્રગાંઠ, નપુષત્વ અને તેની જુદી જાતો અને ઉપાય; વીર્યસ્તંભનના ઉપાય, વિગેરે વિગેરે ઘણી બાબતોનાં આમાં સંપૂર્ણ સમાસ હોવાથી ઘણું ઉપયોગી છે, છેવટ કામસજીવની અર્થાત પંડિત કામનાથ (કાકા)નું જીવનચરિત્ર આપવામાં આવેલું છે આ પુસ્તકની થોડા વખતમાં આવૃત્તિ ખલાસ થવાથી આ તેની બીજી આવૃત્તિ બહાર પાડવામાં આવી છે. અને તેની પણ સંખ્યાબંધ નકલો ખપી ગઇ. પાકું પુંઠું ગ્લેજ કાગળ કિંમત ૩॥ રૂ. પોસ્ટે ૪ આના.

# પ્રાણપ્રયોગ યાને મેસમેરીઝમ

આ દુનિયાની અંદર તરેહ તરેહની વિદ્યાઓ ફેલાએલી છે અને તે દરેક વિદ્યા દુનીઆદારીના ઉપયોગની છે. પરંતુ તે સર્વ વિદ્યાની શિરોમણી આ મેસમેરીઝમ યાને પ્રાણપ્રયોગની વિદ્યા સર્વ વિદ્યાથી તદન વિરકત અને નિરાળી છે; કેમકે આ વિદ્યાના અભ્યાસીઓ આ વિદ્યાના બળવડે દ્રષ્ટીઓને એવા પ્રયોગો કરી બતાવે છે કે દ્રષ્ટિ જોઇને ચકિત થઇ જાય વરી જે દ્રષ્ટિઓ નાસ્તિય મતમાં પડયા હોય તેવાઓને આસ્તિકની હવાને સ્વાધીન કરે છે. આ ઉપરથીજ આ વિદ્યાનો કેવો ચમત્કાર છે તેનો પોતાના હૃદયમાં સહેજ ખ્યાલ કરશો તો સહેજ જણાશે કે ખુદ દેવી વિદ્યા તો મેસમેરીઝમ (પ્રાણપ્રયોગ) છે. આમાં ત્રાકટ એવી સરળ ભાષામાં જણાવ્યું કે હરકોઈ માણસ સહેલાઇથી શીખી શકે છે. કિં. ૮ આના પોસ્ટેજ ૩ આના જુદા.

મળવાનું ઠેકાણું.

મંગળદાસ જોઇતારામ બુકસેલર.

રીચીરોડ—અમદાવાદ.

# ઘર વકીલ.

**આમાં દિવાની, ફોજદારી તથા રેવન્યુ કાયદાઓનો સંગ્રહ છે.**

કાયદાના હિમાયતીયો, ઇંગ્રેજી નહી ભણેલા, તેમજ કોર્ટ સંબંધીનું કામકાજ કરનારાઓ સારૂ આ પુસ્તક એક ઉત્તમ બક્ષીસ છે. જુજ બાબતો સારૂ વકીલ અગર બેરીસ્ટરોની ફી ભરવા કરતાં આ પુસ્તક પાસે રાખવું એ ઘણુંજ લાભદાયક છે. આમાં ઇન્ડીયન પીનલકોડ. ક્રીમીનલ. પ્રોસીજરકોડ, ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટની વિશેષ સતા. રાજદ્વારી કેદીને દેશપાર કરવાનો, કારીગર અને મજુર, બજારો તથા મેળા, ભાડાનાં વાહન વીલેજ પોલીસ. છાપખાનાં, કારખાના તથા વર્તમાનપત્રો, ઢોરના ક્રમણ ભટકતા યુરોપીયનો નાટકના ખેલ, શીતળા, અફીણુ આબકારી, પોલીસ; રેલવે, જનાવર ઉપર થતું ઘાતકીપણું અટકાવવા, સ્ટીમબોઈલર, એસ્ટ્રાડીશન, ઝેરી જણુસો મોટરવાહન, બાર થનારા પદાર્થો, વર્તમાન પત્રો, ફટકા પ્રેસ. વીજળી ગુન્હા કરનારી જાતી, રાજદ્રોહી સભા કારખાનાના ગાડાં માણુસો. જીંદગીના વીમા, ઘોડદોડની સરતો વૈદ્યકીય નોંધ રાખવા. પોલીસ ઓફીસરોના અખત્યાર હરકોઇ શખ્સના અખત્યાર; પીનલકોડ મુજબના ગુન્હાનું પત્રક હિન્દુ ધર્મશાસ્ત્ર, દત્તક, વિવાહ, વીલ. વારસો, છુટાછેડા; ખોરાકી, પોશાકી વિગેરે સર્વ બાબતો તથા પારસી લોકોના લગ્ન તલાક વગેરે વગેરે બાબતો, વારસનામું તથા તે સંબંધીની જુદી જુદી બાબતો. મુસલમાની કાયદો, શાદી, તલ્લાક, હીબ્બા, બક્ષીસ. વકફ, ખોરાકી પોશાકી વગેરે વગેરે બાબતો. અપકૃત્ય તથા એ સંબંધીના અધિકાર ન્યાય સંબંધી. હિન્દુ વિધવા પુનરલગ્ન; દીવાની કોર્ટના દરજ્જા, કોર્ટ ફી તથા તે સંબંધની

જુદી જુદી બાબતો, હિન્દુ લોકોનાં વસીયતનામાં, પુરાવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો કરાર તથા તે સંબંધની જુદી જુદી બાબતો, સમ વિશેષ ન્યાય, કરજદાર ખેડુતોને મદદ કરવા તથા તે સંબંધીની જુદી જુદી બાબતો પ્રોબેટ ટ્રસ્ટ અને તે સંબંધની જુદી જુદી બાબતો. દીવાની કોર્ટમાં કામ ચલાવવા તથા તે સંબંધની જુદી જુદી બાબતો, મુદત તથા તે સંબંધની જુદી જુદી બાબતો, દરવાજો તથા તે સંબંધની જુદી જુદી બાબતો, ગાંડા માણસની મીલકત ઉપર દેખરેખ રાખવા બાબત; જમીન મેહસુલ તથા તે સંબંધી જુદી જુદી બાબતો જમીન ઉપર હકકપત્રો, લોકલફન્ડ વતન ભાગદારી તથા નરવાદારી. સમરી સેટલમેન્ટ તાડાગીરાસ, મતાદાર તાલુકદારો કોર્ટ ઓફ વાર્ડસ તગાવી ઇનકમટેકસ ઇરીગેશન જંગલ. તમાકુ, ખુષ્કીજકાત, જળ માર્ગની ડયુટી, હિન્દુસ્તાનના બંદરો, દેસી ઉતારૂ લઇ જનારા વહાણો સુતરાઉ માલપરની જંકાત સાર્વજનીક હોડી, ઘાટ, સાર્વજનીક રસ્તા તથા પુલો કબજા વહી વટ. જનરલ સ્ટામ્પ એકટ સાર્વજનિક કામ સારૂ જમીન લેવા બાબત, ચલણી નોટો નાણાં, દસ્તાવેજના જુદી જુદી ઘણી જાતના નમુના વીગેરે ઘણી ઘણી બાબતો આમાં આપવામાં આવેલી હોવાથી સર્વ સાધારણો તેમજ થોડું ભણેલાઓને ખાસ સંગ્રહવા યોગ્ય છે. પાકું પુઠું ગ્લેજ કાગળ જુજ પ્રતો શીલકે છે જનાં કિંમત માત્ર રૂ. ૬-૦-૦ પોસ્ટેજ જુદા ૦-૧૨-૦ જુદા આજેજ મંગાવો.

# સંગીત બાળપોથી.

કર્તા ડાહ્યાલાલ શિવરામ આ પુસ્તક નાના છોકરાઓને સંગીતનું જ્ઞાન આપવા ઘણુંજ સરળ તૈયાર કરવામાં આવ્યું છે, કાગળ ઉંચા સુંદર છપાઇ છે. કિં. ૧૨ આના પોસ્ટેજ ૩ આના.

# નૂતન હુન્નરસાગર.

જાતિ અનુભવ તેમજ વિવિધ ગ્રંથોના આધારે આ પુસ્તકમાં વિવિધ વિષયો ઉપર ઘણીજ લંબાણથી માહીતી આપેલી હોવાથી ગમે તેવો અજાણુ અજ્ઞાન માણુસ પણ આ પુસ્તકની સહાયતાથી હુન્નરો શીખી શકે છે, આમાં મીણબત્તીઓ, દીવેટો તથા તે સંબંધના મસાલા વીગેરે સુકા રંગો, હાથીદાંત ઉપર ચઢાવવાના જુદા જુદા રંગ ને સાફ કરાવવાની રીત તથા તે જણસો સાંધવા માટેની પળવણી, સાબુઓ જેવા કે કોકમના તેલનો, પાપડ ખારમાંથી સાબુ બનાવવાની રીત, પારદર્શક સાબુ, વીંડઝરસોપ, બારસોપ કપડાં ધોવાના સાબુના પાઉડર, લેમન ઓરંજ સોપ, રાઝસોપ, જાનવરો સાફ કરવાનો સાબુ, ઉનનાં કપડાં ધોવાનો સાબુ, હીનાનો સાબુ, કેવડાનો સાબુ, મરક કાર્બોલિક અને સલ્ફર સોપ વિગેરે ઘણી જાતના સાબુઓની માહિતી જુદી જુદી જાતના વાર્નિશો જેવા કે તેલીયા વાર્નિશ, ગાડીઓ રંગવાના વાર્નિશ લોઢાના સામાન સારૂ કાળો વાર્નિશ, સ્પીરીટની મદદથી બનતા વાર્નિશો, ટોપલીયો, પેટીયો અને નકસી કામના વાર્નિશ વોટરપ્રુફ વાર્નિશ, જર્મન પેટન્ટ વાર્નિશ, લોખંડના વીગેરે ઘણી જાતના વાર્નિશોની માહિતી કુવા અને કેટલી ઉંડાઇએ પાણી નીકળશે તે સંબંધીની માહિતી શીંગડાં તેમજ હાથીદાંતનાં બટનો, છીપના બટનો, કાચનાં પીતળના, લોખંડના બટનો, જુદી જુદી જાતનાં પકવાન, અથાણાં ચટણી વીગેરે બનાવવા વિષે, અગરબત્તી અર્કજો, ગુલાલ, અબીલ, અને છીંકણી, બનાવટી સ્લેટો; કાથો બોળીયો સુગંધી ધુપ કાગળની ચીજો લાકડા જેવી કરવા વિષે રૂપા, ત્રાંબા, આદી ઉપાયો ઢોળ ચઢા-

વવાની જુદી જુદી રીતો અને તે કેવી રીતે સાફ કરવા વીગેરે સોનેરી શાહી. કપડાં ઉપરના બાગવાનને ઉપયોગી હરકોઇ જાતના ડાઘ કાઢવાની રીત જેવા કે મોતી ઉપરનો તમાકુનો, જર્મન સીલવર ઉપરનો ડાઘ, કાચનો સામાન સાફ કરવા બાબત, દીવાસળીયો વીલાયતી બપોરીયાં, રંગીન તારાઓ, વીગેરે વીગેરે, જુદી જુદી જાતના ત્રાસદાયક જંતુઓ દુર કરવાની રીત જેવા કે સર્પ ઊંદર માંકણ મચ્છર કીડી વીગેરે વિગેરે; જુદી જુદી જાતની લાખ જેવી કે સીલ કરવાની લાલ તેમજ કાળી લાખ, સીલ કરવાની ફ્રેંચ લાખ, બટન તેમજ ચપડા લાખ વીગેરે વીગેરે જાતની, જુદી જુદી જાતના કાગળો, ચામડાં સંબંધીના જુદી જુદી જાતના હુન્નરો જેવા કે જુદા જુદા રંગ ચઢાવવા ચામડું નરમ કરવું ચામડું તતડી જતાં અટકાવવું ચામડાં બગડે નહી તેમ રાખવાની રીત વિગેરે વિગેરે બાબતો, કાચ સંબંધી જુદા જુદા હુન્નરો લાકડાં સંબંધીનાં જુદી જુદી જાતના હુન્નરો, ધાતુઓ સંબંધી ભિન્ન ભિન્ન પ્રયોગો જુદી જુદી જાતનાં સુગંધી તેલો જેવા કે, જાયફળ બદામ, તજ લવીંગ, નારંગી, ગુલાબ, કેવડા, અત્તર, કોલન વોટર. લવન્ડર વોટર, હંગેરીયન વોટર, મોલીફ્લાવરનું અત્તર, બાદશાહી ગજરાજ વીગેરે વીગેરે અત્તરો તથા તેલો જુદી જુદી જાતના અર્કો તથા એસેન્સો જેવા કે ગુલાબ, ચંબેલી, મોગરો, કપુર. રૂબાર્બ લીંબુ, કસ્તુરી, લલિંગ જાયફળ, તજ, લોબાન. અર્ક ટીંક્ચર આયોડાઇન એવી વિગેરે ઘણી અસંખ્ય બાબતો આપવામાં આવી છે, "સર્વ સાધારણોને સમજ પડે તેટલા ખાતર પુસ્તકની ભાષા ઘણી સહેલી ભાષા રાખવામાં આવી છે. કાગળ ગ્લેજ પાકું પુઠું. છતાં કિંમત માત્ર રૂ. ૪॥ પોસ્ટેજ. ૦॥=

મળવાનું ઠેકાણું:—

**મંગળદાસ જોઇતારામ—બુકસેલર**

**રીચીરોડ—અમદાવાદ**

**રામાયણ**—ગોસ્વામી શ્રી તુલસીદાસકૃત—મુળ દોહા, ચોપાઇ, સોરઠા વીગેરે બાળબોધ અક્ષરમાં, તથા ટીકા ગુજરાતી અક્ષરમાં રામાયણ એ શાસ્ત્રનું શાસ્ત્ર છે. ઇતિહાસનો ઇતિહાસ છે અને જ્ઞાન તેમજ ઉપદેશથી અક્ષરે અક્ષર રસમય બનેલું વાર્તામય વાંચન છે. વળી તેને સમર્થ મહાત્મા તુલસીદાસજીએ એવી રસમય વાણીથી રચેલું છે કે તેનું રસામૃત પાન કરતાં ભકતોનાં હૃદય ડોલવા લાગે છે અને ભક્તિરસથી ઉછળી-ઉછળીને ઉભરાઇ જાય છે. આમાં બહુજ સાદી અને સરળ ટીકા આપેલી છે અને બાળક અથવા વૃદ્ધ તેમજ સામાન્ય શીખેલા અને સાક્ષરો બધા એક સરખી રીતે તેનો સંપૂર્ણ લાભ લઇ શકે તેમ છે. સુંદર ચિત્રો, ગ્લેજ કાગળ પાકું બાઇન્ડીંગ, કદ ૬॥×૯॥ લાંબુ પહોળું સાઇઝનું પૃષ્ટ સંખ્યા ૧૦૬૨ છતાં કિં. રૂ. ૯—૦—૦ પોષ્ટેજ ૧—૮—૦ જુદું.

**રામાયણ**—ગોસ્વામી શ્રી તુલસીદાસજીકૃત મૂળ દોહા ચોપાઇ, સોરઠા વીગેરે ગુજરાતી લિપિમાં જ તથા ટીકાના અક્ષર પણ ગુજરાતીમાંજ બાળ બોધ અક્ષરો ન જાણનારાં સ્ત્રી પુરૂષો મહાત્મા તુલસીદાસજીની વાણીનું રટણ કરી શકે તેટલા ખાતરજ આ પુસ્તકનો મૂળ હિન્દી ભાગ પણ ગુજરાતી અક્ષરોમાંજ છપાવેલો છે. કાગળ ગ્લેજ સુંદર ચિત્રો, પાકું બાઇન્ડીંગ, કદ ૬॥×૯॥ ઈંચ લંબાઇ પહોળાઇવાળું કિંમત રૂ. ૫—૦—૦ પોસ્ટેજ રૂ. ૧॥ જુદું.

**રામાયણ વાલ્મીકીય**—આદિકવિ મહર્ષિ વાલ્મીકીય પ્રણીત આદિ કાવ્ય રામાયણનું આ સરળ ભાષાન્તર છે આ પુસ્તક ઇતી-હાસ હિન્દુસ્તાનની પ્રાચિન સ્થીતી, રાજ્યનીતી, ગૃહરાજ્યનીતી

કરૂણરસ, નીતી, ધર્મ અને સદ્વર્તનથી ભરેલો ભંડાર છે. આર્ય પ્રજાનો આ પરમ પવિત્ર ગ્રંથ છે. ઉત્તમ ઉત્તમ ૩૪ ચિત્રોથી ભરપુર કાગળ ગ્લેજ ઉંચા છપામણુ સુંદર પાકું પુઠુ છતાં કિંમત રૂ. ૮ પોસ્ટેજ ૧ાા રૂ. જુદો.

**રામાયણ**—વાલ્મીકીય ગુજરાતી ભાષાન્તર સાધારણ પાકું પુઠું સચિત્ર કિં ૬ રૂ. પોસ્ટેજ ૧ાા રૂ. જુદો.

**રામાયણ**—કવિ ગિરધરકૃત કથા કરવામાં પંકાયેલા કવિ ગીરધર વડોદરાવાસીની આ રામાયણ બનાવેલી છે. આમાં ધનાશ્રી, આશાવરી, મેવાડો, સામેરી, ચોપાઈ, બીલાવર મારૂ, દોહરા આદિ ચાલુ રાગમાં રચવામાં આવેલી હોવાથી ઘણું ઓછું ભણેલાઓને પણ વાંચવામાં મઝા પડે છે. ગ્લેજ ઉંચા કાગળ, સુંદર ચિત્રો પાકું પુઠું અક્ષર ઘણા મોટા છતાં કિં. ૩ રૂ. પોસ્ટેજ ૦–૧૨–૯ જુદા.

**રામાયણ**—ગીરધરકૃત સાધારણ કાગળ, પાકું પુઠું મોટા અક્ષર, સુંદર ચિત્રો, કિં. રાા રૂ. પોસ્ટેજ ૦–૧૨–૦ જુદા.

**રામાયણ**—ગીરધરકૃત સાધારણ કાગળ ઝીણા અક્ષર કિં. ૧ાા રૂ. પોસ્ટેજ ૮ આના.

# ધર્મ સિંધુ.

મુળ સહિત ગુજરાતી ટીકા. ધર્મશાસ્ત્રના નીરણયનો આ મોટામાં મોટો ગ્રંથ છે. આમાં, તીથી, માસ, અધીકમાસ, સીંહસ્થ, વૃતોનો નિર્ણય. ઉપવાસાદિકનો નિર્ણય, ચતુર્દશીનો નીર્ણય, આઠમહા

દ્વાદશી, પૂનમ અને અમાસ એનો નિર્ણય, સોમવતી અમાવાસ્યાનો નિર્ણય પર્વ સંધીનો નીર્ણય, ગૃહયુનો શુભાશુભ નીર્ણય, ચાતુર્માસ્યનોકાળ, બારે માસની તીથી, અને વ્રતનો નીર્ણય એમ આ ગ્રંથમાં ધર્મ સંબંધી બધા ખુલાસા આવી જાય છે. પ્રત્યેક પ્રતિષ્ઠિત બ્રાહ્મણ કુટુમ્બોમાં આ પુસ્તક હોવાની ખાસ જરૂર છે. ગ્લેજ કાગળ પાકું પુંઠું કિ. ૧ રૂ પોષ્ટેજ ૧ રૂ.

# સામુદ્રિક દીપ.

## અથવા

## હસ્તરેખા આધારે ભાગ્ય નિર્ણય

આ પુસ્તક ત્રીસ વર્ષના અનુભવ પછી લખવામાં આવ્યો હોવાથી ઘણોજ અનુભવ સીદ્ધ છે જેમનું જન્માક્ષર કરેલું ન હોય અથવા જેમની જન્મઘડી મીનીટ અને સેકન્ડના હીસાબે બરોબર ન હોય તેમને બીજા કોઇપણ જ્યોતીષ શાસ્ત્રનો ઉપયોગ થતો નથી તેવા વખતે માણસના શરીરપરના ચિન્હો તથા તેથી હથેલીમાંની રેખાઓ અને ચિન્હો જે બ્રહ્માએજ લખી રાખેલી એક કુદરતી જન્મ પત્રીકા છે, હસ્તરેખા વિષે સામાન્ય વિવેચન, આયુષ્ય રેખા અથવા માતૃરેખા, ધનરેખા, શીર્ષરેખા અથવા પિતૃરેખા, અંતઃકરણ અથવા હૃદયરેખા, સૂર્યરેખા તથા સૂર્યનો પર્વત, આરોગ્યરેખા અથવા બુધ રેખા, સ્ત્રી તથા સંતતી વિચાર, શુક્રનો પર્વત તથા કંકણ, મંગળ, ચંદ્ર તથા ગુરૂનો પર્વત, હથેલી અને તે પરના ચિન્હો, કેટલાક વિશિષ્ટ લક્ષણો, આંગળીયોનો ફળ નિર્ણય, પુરૂષ લક્ષણો. કાર્યનિર્ણય.

ધંધા સંબંધી વિચાર. વિગેરે ઉપયોગી બાબતોનો સમાવેશ છે. તેમજ હસ્તરેખાના ૭ ચીત્રો ઘણાજ વિસ્તારથી માહિતી આપેલી હોવાથી દરેક વાંચક પોતાના આયુષ્યમાના સુખદુઃખનું જ્ઞાન મેળવી શકે છે. આ પુસ્તકના વાંચન પછી એવી ખાત્રી થશે ! આમાં જણાવેલી બાબતો સશાસ્ત્ર અને અનુભવ સિદ્ધ છે. કિ. ૧ા રૂ. પોસ્ટેજ ૩ આના જુદા.

# સરસ્વતી પ્રકાશ

આ પુસ્તકમાં સ્વપ્નશાસ્ત્ર, હસ્તરેખા. તથા જન્મની તારીખ અને મહીના ઉપરથી દરેક માણસનું ભવિષ્ય જોવાની રીત આમાં ઘણીજ અનુપમ છે. આમાં પ્રત્યેક આંગળીના એઠા ઉપરનું ફળ. દરેક ગ્રંથના હાથ ઉપરના જુદા જુદા ભાગ અને તે ઉપરના ચીન્હોનું ફળ. પોતાની રેખાનું ફળાદીશ. જુદા જુદા શાસ્ત્રોના ભાગમાં ભાવીઓ થાય તે જાણવાના ચીન્હો. જુદી જુદી વખતે પૈસાની અવર કુટુમ્બમાં માણસના મૃત્યુની નુકસાની થાય તે સંબંધનાં ચીન્હો. જેલ યાત્રા; સટ્ટામાં ધનનું મોટું નુકસન. જન્મથી બહેરા અને બોબડા હોય તે વીશે. સ્વપ્નશાસ્ત્ર સંબંધી પણ માહિતી ઘણી સારી છે જન્મની તારીખ ઉપરથી તે માણસનું ભવિષ્ય વિગેરે ઘણી સારી રીતે સમજાય તેટલા ખાતર આમાં ૧૭૫ હસ્તરેખાના ચિત્રોના નમુના આપેલા છે કાગળ ઓજ ઉંચા. સુંદર છપામણ છે. કિ. ૨ રૂ. પોસ્ટેજ ૬ આના જુદા.

# વૃતરાજ

આમાં બારે મહીનાના વૃત મૂળસહીત ગુજરાતી ટીકા સહીત આપવામાં આવ્યા હોવાથી પ્રત્યેક ગૃહમાં રાખવાની જરૂર છે. આમાં શિવવૃત, નવરાત્રીવૃત, દર્શતાલીસવૃત, રૂષીપંચમી, નાગપંચમી, વસંતપંચમી, લલીતાશષ્ટી, કપિલાશષ્ટી, ચંપાશષ્ટી, શીતલાસપ્તમી, મુક્તાભરણસપ્તમી, રથસપ્તમી, અચલાસપ્તમી, પુત્રસપ્તમી, જન્માષ્ટમી, દુર્વાષ્ટમી, મહાલક્ષ્મીવૃત. સપ્તનવમી વૃટસાવીત્રી. શીવરાત્રી. વીગેરે અસંખ્ય કથાઓનો સંગ્રહ છે. પાકું પુઠું ગ્લેજ કાગળ કિં. ૫ રૂ. પોસ્ટેજ ૧૪ આના જુદા.

મહર્ષિ કૃષ્ણ દ્વૈપાયન વેદવ્યાસ પ્રણિત

# કલ્કિ ચરિત્ર.

## હવે પછી થનારાં શ્રીવિષ્ણુ ભગવાનના દશમા અવતારનું સંપુર્ણ ચરિત્ર.

મૂળ સંસ્કૃત શ્લોક ને નીચે સરળ ગુજરાતી અનુવાદ ફુટનોટમાં ષટશાસ્ત્ર અને અઢાર પુરાણોનું દોહન કરી આપેલી અગત્યની ટીકા આપેલી છે. શ્રી કલ્કિ ચરિત્ર ધર્મ. અર્થ કામ અને મોક્ષને આપનાર છે. કલ્કિ ચરિત્ર વાર્તા અને નાટકની પેઠે રહસ્યમય છે. કલ્કિ ચરિત્ર ઇતિહાસ ભૂગોળ અને મનુષ્ય ચરિત્રના આદર્શરૂપ છે. કલ્કિ ચરિત્ર ભવિષ્યના ઇતિહાસની રૂષિગણકથિત આશ્ચર્યમયી ભવિષ્યવાણી છે. કલ્કિ ચરિત્ર પઠન કરવાથી રૂષિમંડળની બુદ્ધિશક્તિના.

ભવિષ્યના દેખાવના આશ્ચર્યથી પણ આશ્ચર્ય. અસંભવથી પણ અસંભવ સત્ય સમાચાર જાણવામાં આવે છે. કલ્કિ ચરિત્રના વાંચનથી સનાતન આર્યધર્મના પ્રાચીન ઇતિહાસ પ્રત્યક્ષ થાય છે તે ઉપરાંત વળી વેદજ્ઞ બ્રાહ્મણોથી લઇ કલિયુગ સુધીના બ્રાહ્મણોની સમસ્ત જાતિયોની અને સમસ્ત આશ્રમોની ક્યાંસુધી અવનતિ થઈ તે સ્પષ્ટ જાણી શકાય છે. કલ્કિ ચરિત્ર યથાર્થ સનાતન હિંદુ ધર્મ શું છે એ શિખવે છે.

પ્રત્યેક કથા કરનાર વ્યાસજીઓ. સન્યાસીઓ ધર્મપ્રચારકો તેમજ સનાતન હિંદુ ધર્માવલંબીઓ અને ધર્મ જીજ્ઞાસુ મુમુક્ષુજનોને તેની એક પ્રત ખાસ ખરીદવાની આવશ્યક છે; પાકું પુઠું ગ્લેજ કાગળ કિંમત રૂા. ૩ા પોસ્ટેજ માફ.

# સારંગધર સંહિતા.

## મુળસહિત ગુજરાતી ભાષાન્તર.

વેદકશાસ્ત્રનો આ વિશ્વાસપાત્ર ગ્રંથ છે. આમાં જુદા જુદા દેશની આબોહવા ઉપરની ઔષધ આપવાના પ્રમાણ, ઔષધ કેટલી મુદત સુધી ગુણકારી નીવડે. ધાતુ વધારનારા ઔષધો શરીરના જુદા જુદા અવયવોની ઉપયોગી માહેતી, જુદા જુદા રોગોની ચીકિત્સા અને તેના અનેકાઅનેક રામબાણ ઉપાય ઘણીજ સરળતાથી આપવામાં આવ્યા છે. આમાં નાગરાદિ કવાથ, મુસ્તાદિ, પટોલાદિ, પુકુરયાદિ, ધાન્યાદિ, દશમુલાદિ આદિ ઘણી જાતના કવાથ બનાવવાની વીધિ છે. આમલકયાદિ ચૂર્ણ, પિપ્પલી, લવંગાદિ, સિતોપલાદિ, સંજીવની, ચિત્રકાદિ, નારાયણ, મહાખાંડવ, હરીતકયાદિ, સુદર્શન, લવણપંચક કૃષ્ણાદિ, શુંઠયાદિ કકોટી, અભયાદિ, ત્રિવૃતાદિ આદિ ઘણી જાતના

ચૂર્ણ બનાવવાની રીત અનુપમ છે, યોગરાજ ગુગળ, કિશોર ગુગળ, ત્રિફળા, ગોક્ષુરાદિ, કાંચનાર ગુગળ, આદિ ઘણી જાતના ગુગળ બનાવવાની રીત, લાક્ષાદિ, નારાયણ, શતાવરી, નિંબબીજ, કરંજાદિ, હિંગ્વાદિ, બિલ્વાદિ, પાઠાદિ, માષાદિ, નીલિકાદિ, ઇરામેદાદી વીગેરે ઘણી જાતના તૈલ બનાવવાની વિધિ, ઉશીરાસવ, કુમાર્યાસવ, લોહાસવ દ્રાક્ષાસવ, લોધ્રાસવ આદિ આસવો તથા જુદી જુદી જાતના અવલેહ બનાવવાની રીત, વિડંગારિષ્ટ, ખરિદારિષ્ટ, રોહીતારિષ્ટ, દશમુલારીષ્ટ, કુટજારીષ્ટ આદિ ઘણી જાતના અરિષ્ટો બનાવવાની રીત, સુવર્ણભસ્મ, રૂપાભસ્મ, તાંબાભસ્મ, પીતળની ભસ્મ, નાગભસ્મ, બંગભસ્મ, લોહભસ્મ, હીરાભસ્મ. અભ્રકભસ્મ, આદિ ઘણી જાતની ધાતુ શોધન અને મારણના ઉપાય ઝાલીમ છે. જ્વરારી રસ. લોહનાથરસ, મૃગાંક-પોટલીરસ. મહાજ્વરાંકુશ. આનંદભૈરવ. વછનાગની રસ. મહાતાલેશ્વરરસ સ્વચ્છંદભૈરવરસ આદિ ઘણી જાતના રસ બનાવવાની રીત. પરસેવો કાઢવાના જુદી જુદી જાતના પ્રકાર. વમન ( ઉલટી ) ના જુદા જુદા પ્રકાર. રેચ આપવાના જુદા જુદા પ્રકાર. બસ્તીનાં જુદા પ્રકાર. ધુમ્રના પ્રકાર. જુદી જુદા જાતના લેપ. જુદી જુદી જાતના અંજનો આદિ વિષયોનો સમાવેશ આમાં છે. પાકું પુઠું કિં. રૂ. ૪॥ પોસ્ટેજ ૮ આના જુદા.

## સચિત્ર.

# ગુજરાતી મોટર ગાઇડ.

### ૧–૨–૩–૪–૫–૬ અને ૮ સીલેન્ડરની મોટરગાડી ચલાવવાની માહીતી આપનારૂં પુસ્તક,

આમાં એન્જીન અને તેના ચાર સ્ટ્રોક. સકશન સ્ટ્રોક અને ઈનસેટ સ્ટ્રોક. કોંપ્રેશ સ્ટ્રોક. પાવર સ્ટ્રોક. એકઝો સ્ટ્રોક. વોલ્વ.

એન્ડ કેમ. ડબલ દાતાનું કેમ શાફ્ટ. વ્હોલ્વના ટાઇમીંગ. વીગેરે. પેટરોલ. કારબ્યુ રેટર. તથા કારબ્યુરેટર. બેટરી તૈયાર કરવાની રીત એક્યુમ્યુલેટર ચાર્જીંગ ઇનડકશનકોઇલ. સ્પારકિંગ પ્લગ. કોનટેક્ટ બ્રેકર. વ્હોલ્ટમિટર, ઇનશુલેટેડ વાયર. ડિસ્ટિબ્યુટર. બોસમેગનેટિક મેક એન્ડ બ્રેક સ્પારકિંગ પ્લગ. મેગનેટો. આરમ્યુચર. મેગનેટો કોનટેંકટ બ્રેકર અને ડિકસ્ટ્રીબ્યુંટર. ટાઇમીંગ ફીયરને મેંગનેટો કેવો બેસાડવો. સીંગલ સીલેન્ડર ડમડોઇલ વાયરીંગ. ડબલ અને ચાર સીલેન્ડરનું વાયરીંગ. સીલેન્ડર. ફાયરીંગ ઓર્ડર. ડબલસિલેન્ડરના કોઠ. ત્રણ સિલેન્ડરના એંજીનની માહેતી. ૪ સિલેન્ડરના એંજીનનો કોઠ. વાયરીંગ વોટર કુલીંગ સિસ્ટમ. ટયુબીલર રેડિએટર થરમોસાયફન વોટર કુલીંગ સિસ્ટોમ. વોટરપંપ. કલચેસ. લેદરકોનકલચ. પ્લેટસકેસીંગ ફેરવનારી મોટીપ્લેટ. ફરનારી નાનીપ્લેટ. કંપલીટ કલચપ્લેટ. ડિફરન સિયલ ગિયર ચેનમડગાર્ડ. સ્ટિયરીંગ ગિયર. લેદાર બાઇન્ડીંગ હેંડબ્રેક ઇનટર્નલ એક્સ પેડીંગબ્રેક થ્રોટલ લિવ્હર અને એકસલીરેટર. ગવર્નર. ટાયરમાં હવા ભરવાનો પંપ. ટાયરમાં હવા ભરવાનું કોષ્ટક. ટાયર કાઢવા. ટાયર અને ટયુબનો જથો. મહત્વની સુચના વિગેરે ઉપયોગી બાબતોનો આમાં સમાવેશ છે પુસ્તકમા સમજ ખાતર ઠેક ઠેકાણે તેના ભાગના ચિત્ર આપવામાં આવેલ છે. કિ. રૂ ૨–૦–૦ પોસ્ટેજ ૦–૪–૦ આના જુદા.

# ભવિષ્ય ફળ.

## નવા વર્ષનો તેજીમંદીનો વર્તારો.

આમાં ચૈત્રી સં. ૧૯૮૪ શાકે ૧૮૪૯ ની સાલનું ભવિષ્યફળ છે જેમાં રૂ. સુતર. અફીણ. ચાંદી. ઘઉં. અળશી. સરસવ. તલ. તેલ.

ઘી, ગોળ, ચોખા, સોનુ, રૂપું વગેરે દરેક વસ્તુની તેજીમંદી તારીખ વાર બતાવેલી હોવાથી વ્હેપારીયોને બહુજ ઉપયોગી છે. પ્રત્યેક નવા વર્ષનું ભવિષ્યફળ એક મહિના અગાઉ એટલે ફાગણ માસમાં તૈયાર કરવામાં આવે છે. કિ૦ ૦-૬-૦ વિ. પી. થી. ૦-૧૧-૦

## સત્યનામ કબીર.

# સર્વોત્પત્તિ-જ્ઞાનરત્ન.

કબીરસાહેબના જ્ઞાનમંદીરનો આમાં સમાવેશ કરેલો છે. આમા સત્યપુરૂષ ( આદ્યપુરૂષ ) વિવરણ, મૂળ સત્ય શબ્દના પ્રભાવથી નિતત્વીર્તિ અક્ષર, અક્ષયકમલ પ્રગટ થવાનું વિવરણ, મૂળ શબ્દ ભેદથી સ્વાસાસાર પ્રગટ થયાનું તથા અનાગતવકતા કબીરસાહેબનું વિવરણ સમસુતિ પૈકી સહજસુર્તિ, તથા અંકુરસુર્તિથી પ્રગટ થયેલી રચવાનું વિવરણ, ઇચ્છાસુર્તિથી પ્રગટ થયેલી રચનાનું વિવરણ, સોહંસુર્તિથી ઉત્પન્ન થયેલાં આઠ અંશનું તથા પંચબ્રહ્મઅંડના રાજ્ય કારભારી થયા તેનું વિવરણ, ચારે સુતિઅંશ ચારે અંડના વાલીક થયા તથા તેમના વંશ. શુદ્ધવેદ અધિકારને ગુરૂવાઇ પ્રધાન થવાનું વિવરણ અક્ષયકમળ, સ્વાસાસાર, સમસરપવન, અને અમીથી થયેલી રચના, દ્વીપો, નાલા, સુરંગો, સોહં, ટોરી, સોહંસ્થાન સુર્તિ-માંજીઘાટ, અક્ષયવૃક્ષ, સરોવર, સિન્ધુ ઇત્યાદિનું વિવરણ, નિરંજનને તપશ્ચર્યા કરવાથી ત્રિલોકયનું રાજ્ય મળ્યું, નિરંજનનું કુર્મજી પાસે જવું, ત્રિલોકની રચનાની સામગ્રી જુલમથી માગવી તથા કેટલીક રચના પ્રગટ થવી તથા પુર્ણિમાનું વ્રત ઉત્પન્ન થવું, નિરંજન તથા

અષ્ટંગીનો એક મત થવાથી ત્રણુ અંશ બ્રહ્માજી—વિષ્ણુજી—શંકરજી ઉત્પન્ન કર્યા, બાદ નિરંજન શુન્યમાં સમાધિસ્થ થયા તથા વેદો પ્રગટ કરી સિંધુમાં રહેવા સ્થાન આપ્યું, તારણયુગમાં બંગદેશના રાજાને બોધ આપવો તથા જીવોનો ઉદ્ધાર કરવો, અખીલયુગમાં ધનુષ્ય ગુનીને અને વિસ્વાયુગમાં આદ્યાને બોધ આપવો, તેમજ હંસોને પણુ બોધ આપવો, તત્પશીલાની હકીકત, જીવોને પડતો ત્રાસ, જીવોનો પોકાર જ્ઞાનીજીને મોકલવો, તત્પશીલાપર જ્ઞાનીજીનું આવવું, જીવોને બોધ આપી જ્ઞાનીજીનું અંતર્ધ્યાન થવું જ્ઞાનીજીનું સત્યલોકથી ઝાંઝરીદ્વીપપર નિંજન પાસે આવવું, વાર્તાલાપ થતા યુદ્ધ થવું, નિરંજનનું નાસવું, ને કુર્મજી પાસે જઇ બન્નેની સલાહ થતી તથા નિરંજન વચન માગવા, દ્વાપરયુગના અંતમાં ને કલિયુ-ગના પ્રથમારંભમાં કરુણામય સ્વામી અંડગુરૂ કબીર નામ ધારણ કરી પ્રગટ થઇ હંસોને બોધ આપવો, કબીર સાહેબનું ઓડીસા પધારવું ને જગન્નાથજીની સ્થાપના. ચંદ્રવારી નગરનાં સરોવરમાં લાયક સ્વરૂપે કબીર સાહેબનું પ્રગટ થવું, ઉદયાને મળવું. તથા બ્રાહ્મણી લક્ષ્મીણાને મળવું, તેના ગૃહે જવું, બાદ ત્યાંથી અંતર્ધાન થવુ, બલમ શેહેરના બાદશાહ શહેનશાહ સુલતાન ઇબ્રાહીમ અધમસાહેબને બોધ, સત્યલોકથી કબીરસાહેબનું કાશીજીની લેહેર તલાવમાં પ્રકાશ-રૂપે પધારી બાળકરૂપે પ્રગટ થપું, નીરૂ તથા નીમાને મળવું, તેમના ઘેર જવું ને બાળલીલા બતાવવી, સ્વામી રામાનંદજીને ગુરૂ કર્યા બાબત તથા કબીરલીલા, ગોરખનાથનું આવવું ને પરાસ્ત થવું, કબીરસાહેબનું મગધદેશમાં જવું વીરસીંહ વાઘેલા રાજાને ઉપદેશ આપવો, સિકંદરશાહ લોદીનું કાશીમાં આવવું, જલનરોગ મટાડવો તથા અનેકલીલા તેમજ કસનીયો વીગેરે, દીલ્લી તથા પંજાબ જવું, નાનકસાહેબનો મેળાપ, સમનને ઘેર જવું, સર્વાનંદ તથા રામાનંદજી

સાથે થયેલી ગોષ્ટી તત્વાજીવાનું વૃતાંત, કબીરવડનું સ્થાપન, કમાલજીને ઇલ્મ ફકીરી આપવી, તેમનું પર્યટણ તથા ભંડારની વિધી, નાનકસાહેબ તથા ધર્મદાસજી ગોસ્વામીનું કાશીજીમાં આગમન, છેલો મગહરમાં દેહ મુકી ગુપ્ત થવું, કબીરસાહેબનું મથુરાપુરીમાં પધારવું, તથા રત્ના કંદોઇને ઉપદેશ આપવો, બાંધુમઠ જઇ ધર્મદાસજી ગોસ્વામીને ઉપદેશ આપી બેહેંતાળીસવંશ ગુરૂની સ્થાપના કરી સુરવાઇ આપી અંતરધ્યાન થવું વિગેરે રસિક રસિક બાબતોથી પુસ્તક ભરપુર હોવાથી એકવાર વાંચવા લીધા પછી પડતું મુકવાનું મન થતું નથી ગ્લેજ કાગળ, અક્ષર સારા કીં. ૩॥ રૂ. પોસ્ટેજ માફ.

# ધી ઇઝી સેલ્ફ ઇંગ્લીશ ટીચર.

## ભાગ ૧—૨

ઇંગ્રેજી શીખવાનું આ ઘણુંજ સરળ અને સરસ પુસ્તક છે. આ પુસ્તક એક સારા વિદ્વાન મી. ત્રંબકલાલ શિવશંકર ત્રિવેદી એમ. એ. ને હાથે લખાયેલું છે. જેઓ એક સુપ્રસિદ્ધ શાળામાસ્તર છે અને તેમણે પોતાના લાંબા અનુભવથી ઇંગ્રેજી શીખવા સારૂ આ સહેલું અને સરળ પુસ્તક લખ્યું છે. આમાં ૩૨ પ્રકરણ આપવામાં આવ્યાં છે જેમાંથી ફક્ત ૯ પ્રકરણજ શીખવાથી કોઇ પણ માણસનુ સરનામું અને ગામનું નામ અંગ્રેજીમાં પોતાની મેળેજ લખી શકે છે જે માણસોને ભણવાનો યોગ નાની ઉંમરમાં કેટલાંક કારણોથી ન આવ્યો હોય તેવાઓ સારૂ તો આ પુસ્તક એક કીમીયારૂપ છે. આવા નકલી પુસ્તકો ઘણાં નીકળ્યાં છે જેથી ધી ઇઝીસેલ્ફ ઇંગ્લીશ ટીચર એ નામે બરોબર વાંચી પુસ્તક ખરી કરશો. કાગળ તથા છપાઇ ઘણા સ્વચ્છ છે છતાં કિંમત દરેક ભાગની રૂ. ૧॥ મુજબ કુલ રૂ. ૩ બન્ને ભાગ સાથે લેનારને રૂ. ૨॥ પોસ્ટેજ જુદું.

# શિવ પુરાણ

રાગરાગણીમાં કવિ દુર્ગાશંકરકૃત, આ ગ્રંથમાં બ્રહ્મા ઉત્પત્તિ બ્રહ્મા વિષ્ણુનો સંવાદ. બ્રહ્મા વિષ્ણુ ઉપર શિવ પ્રસન્ન થયા. દક્ષનો યજ્ઞારંભ દક્ષ તથા વર્ણન. શિવપુજા વર્ણન. તારકાસુરે તપ કર્યું, શિવ કામદગ્ધ કર્યો, રતિવિલાપ. પાર્વતિએ તપ કર્યું. પાર્વતિ ઉપર શિવ પ્રસન્ન થયા. શિવવિવાહ, હિમાચલને ત્યાં શિવ જાન લઇને આવ્યા, શિવસ્વરૂપ દર્શન, મેનાનો શોક, મેનાને વિષ્ણુએ ઉપદેશ કર્યો, શંકરના સ્વરૂપનું વર્ણન પાર્વતીના સ્વરૂપનું વર્ણન, હિમાચલે શિવને પહેરામણી આપી; પાર્વતી સહિત શિવ કૈલાસ આવ્યા. કાર્તિકસ્વામીની ઉત્પતિ અને તારકાસુરનો વધ, તારકાસુરના ત્રણે પુત્રોનું તપ, મુંડી દઇત વનમાં ગયો, મુંડીએ કરેલો વેદ ધર્મ, શિવપુજાનો નાશ, ત્રિપુરાસુર પ્રતિ શિવનું યુદ્ધ, કમળાક્ષ અને કૌંસના સંવાદ, કેકસ ઇંદ્રસંગ્રામ, વિષ્ણુ અને કમળાક્ષનું યુદ્ધ, વિષ્ણુકળા વર્ણન, શિવે ત્રિપુરાસુરનો વધ કર્યો; ત્રિપુરાસુરની સ્ત્રીએ કરેલું રૂદન, લિંગ ઉત્પતિ, નિરગુણની ઉપાસના, શિવની સ્થુળ પુજા, પુજાવિધિ વર્ણન, કેતકીને શ્રાપ, ચંપાને શ્રાપ, ગણેશ ઉત્પતિ બટુકનું યુદ્ધ, શિવે બટુકને હણ્યો, પાર્વતિનો વિલાપ શિવે ગણેશને સજીવન કર્યો, ગણેશ લગ્ન. નંદીકેશ્વર મહિમા, સાધવિ મહિમા. અચળેશ્વર મહિમા. વિપ્રના શ્રાપનું વર્ણન. બટુક મહિમા. વર્ણન. અરજુનનું તપ, પાર્થિવ પુજા, શિવરાત્રી મહીમા, રૂદ્રાક્ષમહાત્મ, વ્રત મહિમા આદિ ઘણો રસિક રસિક કથા ભાગ આ પુસ્તકમાં ઘણીજ સરળ ભાષામાં વર્ણવવામાં આવ્યો છે. ઘણુ સુંદર સુશોભિત રંગીન ચિત્રો દાખલ કરવામાં આવ્યાં છે. પાકું રૂપેરી પુઠું છે. કીંમત રૂ. ૪ાા પોસ્ટેજ માફ.

# જ્યોતિષસાર
અને
# જ્યોતિષરત્ન.

જ્યોતિષ સંબંધી શક સંવત્સર માસ. નક્ષત્રો. વાર, જન્મ-પત્રિકા જોવી અને લખવી, વિવાહ સમયે વધુવરોની પત્રીકા જોવાની રીત, તેમજ ગણીતનાડી, રાશિના સ્વામી તેમના સત્રુત્વ મિત્રત્વને કેંદ્રાંદિ સંજ્ઞા, સ્પષ્ટગ્રહ અને લગ્ન તેમજ દશમભાવ કેમ લાવવો તે-મની ઉદાહરણ સાથે રીત, કુંડલિ કેમ કરવી, જાતગૃહ સ્વરૂપ, (જન્મકાલ) શુભાશુભગ્રહફલ, દ્વાદશભાવફલ, અંતરદશા કેમ જાણવી તેનું ગણીત અને પ્રત્યેક ગ્રહદશા અને બીજા બધા ગ્રહોના અંતરદશાના કાગળો અને એકંદરે શુભસંસ્કારમુંજ, જનોઇ લગ્ન વધુવરના ગુણ જોવાની રીત એ સંબંધી મુહુર્ત દિગ્દર્શક, ષડા-ષ્ટક; નવપંચક અને કેરલ મત પ્રમાણે પ્રશ્ન આપ્યા છે. સામુદ્રિક હસ્તરેખા દોષથી મનુષ્યનું શુભાશુભ ફળ, વિગેરે બાબતોનો સમા-વેશ કરવામાં આવ્યો છે. આ પુસ્તક વાંચવાથી જ્યોતિષ સંબંધી ઘણી માહિતી થઇને માણસ પોતેજ જન્મપત્રિકાદિ ઘણી બાબતો ઘણીજ સરલતાથી જોઇ શકે છે.

કિંમત રૂ. ૨—૦—૦ પોસ્ટેજ જુદું.

## મહાત્મા કબીરની કાવ્ય પ્રસાદી.

# કબીરકાવ્ય.

આમાં મહાત્મા કબીરના દોહરાનો અને તેમાં રહેલો ગૂઢાર્થ ઘણીજ સહેલી ભાષામાં વિસ્તાર પુર્વક સમજાવ્યો છે કે તે વાંચવાથી સૃષ્ટિ, ઇશ્વરી શકિત, મૃત્યુ વગેરે સંબંધીનો ઘણોજ ઉત્કૃષ્ટ ખ્યાલ આવે છે ગમે તેવા પાષાણ હૃદયવાળા માણસને પણ આ પુસ્તક સારૂં જ્ઞાન આપી નૂતન જીંદગીમાં પ્રવેશ કરાવે છે. પુસ્તક ફકત એકજવાર વાંચવાથી તે વારંવાર વાંચવાની પ્રેરણા થાય એવો અદ્ભુત રસ છે, આમાં સામર્થ્ય અંગ, સ્મરણ અંગ, ચિતાવની અંગ, જીવનમૃતઅંગ, કાળઅંગ, દુબિધાઅંગ, અદ્વૈતજ્ઞાનઅંગ, સાચઞ્ગુઅંગ, ભ્રમણઅંગ, ભ્રમવિધ્વંસઅંગ, ભેખઅંગ, બેહદઅંગ, પછતાવાનુંઅંગ, અસાધુઅંગ, સાધુઅંગ, સાધુ મહાતમઅંગ, વિશ્વાસઅંગ ધીરજઅંગ પ્રસ્તાવિક અંગ એમ જ્ઞાન અને ઉપદેશથી છલોછલ ભરેલા ૨૦ અંગ છે. તેનો ખરો ખ્યાલ વાંચવાથી થશે. સાથેજ કબીર સાહેબનું ઉત્તમ આદર્શ તથા અદભુત ચમત્કારોથી ભરપુર જીવનચરિત્ર આપવામાં આવેલું છે. શિવાય આમાં નીચે જણાવેલાં ત્રણ સુંદર ફોટોગ્રાફિક ચિત્રો આપેલાં છે.

(૧) કબીરને ગુરૂની પ્રાપ્તિ (૨) કબીરનાં અદભુત ચમત્કારથી કાજી સાહેબે ચિડાઇ જઇ બાદશાહ મારફત કબીર સાહેબને બોલાવી તેમને લોઢાની પેટીમાં પુરી ઉપરથી મજબુત તાળું લગાડી તે પેટીને ઉંડા પાણીમાં ડુબાડી દેવી અને બીજી બાજુએ કબીર સાહેબનું સમાધી અવસ્થામાં પાણીપર તરવું. (૩) કમાલના મૃતદેહને બાદશાહની સમક્ષ મુર્દે ઉઠ કુદરતે કમાલસે એમ કહી. સજીવન કરવું. વગેરે ચિત્રોના દેખાવો ખાસ જોવા લાયક છે. સર્વ સાધારણોની